# પાકિસ્તાન પર રોશની

## આ જંજીરો સુચવે છે

"મુસ્લીમ લીગે તેમ જ મુસ્લીમ જનતાએ એ જોવું ઘટે છે કે, પાકિસ્તાન પણ તેમને સર- [illegible] તો નહિ જ મળી શકે. કોંગ્રેસ સાથેના સહકારમાંથી જ પાકિસ્તાન [illegible] શકાશે. સરકાર તો પાકિસ્તાન શું કે હિંદુસ[illegible] શું—એવા ગમે તેવા 'સ્તાન'ને પણ આખરમાં [illegible] 'બ્રિટિશસ્તાન'જ રાખવા [illegible]

([illegible] પુસ્તકમાંથી)



લેખક
કૃષ્ણ સોમાણી

ન્યુ ધરા કિતાબિસ્તાન
રાજકોટ

# પાકિસ્તાન પર રોશની

: લેખક :
કૃષ્ણ સોમાણી

પ્રકાશક : રતિલાલ દોશી
ન્યુ ઇરા કિતાબિસ્તાન, રાજકોટ

## કિતાબિસ્તાન કહે છે:-

કાગળની આજની મોંઘારત અને અછત જોતાં, ભાગ્યે જ કોઇ પ્રકાશનમાળા નવી તો ઊભી થઈ શકે, એવા કપરા કાળમાં, **ન્યુ ઇરા કિતાબિસ્તાને** જન્મ લીધો છે.

રાજકીય કટોકટીના આ કઠિનકાળમાં જન્મ પામેલ **કિતાબિસ્તાન** ઉપર, એ રાજકીય કટોકટીની ધારી અસર પડેલી હોય, એ પણ દેખીતું જ છે.

અને એટલે જ, **કિતાબિસ્તાનનાં** પ્રકાશનોમાં માત્ર રાજકીય વિષયો જ ચર્ચવામાં આવશે, રાજકારણ સિવાય બીજી કોઇ પણ બાબતનાં પ્રકાશનો બહાર પાડવા **કિતાબિસ્તાન** ચાહતું નથી.

અને સાથે સાથે કિતાબિસ્તાન કોઇ પણ 'વાદ' પુરતી મર્યાદા ગ્રહણ કરવા પણ માગતું નથી. કોઇ પણ વાદનાં અને કોઇ પણ વિચારસરણીનાં છતાં યે રાજકારણનો વિષય ચર્ચતાં—અને ખાસ કરીને આજની કટોકટીના ઉકેલમાં માર્ગદર્શન કરાવતાં પુસ્તકો **કિતાબિસ્તાન** તરફથી પ્રકટ કરવામાં આવશે.

આ પ્રથમ પ્રકાશન માટે તો એટલું જ કહેવું બસ છે, કે **'પાકિસ્તાન'** જેવા સળગતા સવાલ ઉપર, આટલી વૈજ્ઞાનિક, આટલી તટસ્થ, અને સાથે સાથે આટલી ઊંડી ચર્ચા કરનાર આ પુસ્તક પ્રથમ જ છે. અને એનો અમને આનંદ છે.

લિ. સંચાલકો

# મુનાસબ ગણું છું

કોઈ પણ પુસ્તકની પ્રસ્તાવના બે પ્રકારની હોય છે:—

અગર તો લેખકે પોતે જ એ લખેલી હોય છે, અથવા તો વાચક જનતાની દૃષ્ટિએ જેઓ સદરહુ લેખક કરતાં **ઉચ્ચ** ગણાતા હોય, એવા કોઇ **મહાપુરુષની પાસે** એ લખાવવામાં આવી હોય છે.

**'પાકિસ્તાન પર રોશની'**નાં આ સંખ્યાબંધ પાનાંઓ ભરવા છતાં પણ બાકી રહી જવા પામેલી કોઇ 'રોશની' પ્રસ્તાવનાના આ એક બે પાનાંઓ મારફત ફેંકી લેવા માટે, એ પ્રસ્તાવના **મારે હાથે** લખવાની અબળખા તો **મને** ન જાગી તે ન જ જાગી.

અને મારાથી **ઉચ્ચ** એવા મહાપુરુષોમાંથી પણ કોઈની પાસે મેં એ લખાવેલ નથી.. કારણ **કે, પાકિસ્તાન**ના સવાલ ઉપર તો, મારાથી જુદા પડતા હોય, એવા પણ અનેક અભિપ્રાયો હસ્તિમાં છે. એ બધા અભિપ્રાયો પ્રમાણિક પણ **હશે જ**. એ સ્થિતિમાં **એવા કોઇ મહાપુરૂષની પાસે લખાવેલી, અને છતાં પે મારા તરફેણની જ નિરધારાએલી**, એવી કોઇ તૈયાર પ્રસ્તાવનાનો બોજ આ ચોપડી ઉપર લાદું, તેમાં વાચક જનતાને જ અન્યાય થશે, એવો મને ભય લાગેલો.

અને એટલે જ, ખરી **પ્રસ્તાવના** નક્કી કરવાનું કાર્ય તો વાચક જનતા ઉપર જ છોડીને, **'રોશની'**ને તેના જેવા **અને** તેવા જ સ્વરૂપમાં રજુ કરવાનું મુનાસબ ગણું છું.

—**કૃષ્ણ સોમાણી**

**'દુનિયાની નવી રચનામાં જર્મન ફેસીવાદની સાથે બ્રિટિશ શાહીવાદનો અંત પણ આવવો જોઈએ.'**

આ શબ્દો હિન્દની આઝાદીને ઝંખતા એવા કોઈ **હિન્દી રાજપુરૂષના** છે, એમ રખે માનશો. "દુર હટો એ દુનિયા વાલે"નો પડકાર કરતી **હિન્દી પ્રજાના કોઇ પ્રતિનિધિના** છે, એમ પણ રખે માનશો.

પરંતુ એ શબ્દો તો છે, ખુદ ઇંગ્લાંડના જ એક રાજ પુરૂષ મી. એચ. જી. વેલ્સના. ખુદ ઇંગ્લાંડમાં પણ જે અપ્રિય થઇ પડેલ છે, એવા બ્રિટિશ શાહીવાદની રાજનીતિનો ઉંડો અભ્યાસ કરવો હોય, તો વાંચજોઃ—

## બ્રિટિશ શાહીવાદ
## ફેસીસ્ટ વિરોધી છાવણી પર ઓથાર

**આ પુસ્તક ટુંક સમયમાં જ ન્યુ ઈરા કિતાબિસ્તાન પ્રગટ કરશે.**

# અ નુ ક્ર મ

## હમ હૈ સિપાહી છાપામાર

અમારા વિષે તમે ખૂબખૂબ
વાતો કરી નાખી છે, અને ઘણું
ઘણું સાંભળી લીધું છે પણ–

અમને અને અમારા કાર્યને,
જો ઉંડાણથી સમજવા ચાહતા હો

તો વાંચજો:

## છાપામાર સિપાહીનું યુદ્ધશાસ્ત્ર

ગેરીલા પ્રવૃત્તિની જેણે ઉંડી તાલીમ લીધી છે, એવા
એક ગેરીલા વિદ્યાર્થીએ પોતે જ લખેલી આ કિતાબ

**ન્યુ ઈરા કિતાબીસ્તાન તરફથી**

ટુંક સમયમાં જ પ્રગટ થશે.

## A nation

is historically evolved, stable community of language, territory, economic life, and psycholo-gical make-up menifested in a commuity of culture.

—Comrade Stalin

## The Right of Self Determination

means that a nation can arrange its life according to its own will. It has the right to arrange its life on the basis of autonomy. It has the right to enter into federal relation with other nations. It has the right to complete Secession. Nations are sovereign and all nations are equal.

—Comrade Stalin

## : પહેલા મણકામાં :

## ૧

# મૂળમાં

કહેવાય છે કે, **'પાકિસ્તાન'** શબ્દને સૌથી પ્રથમ તો **સી. રહમતઅલીએ** જન્મ આપેલો. પંજાબ (P–unjab), અફઘાનિસ (A–fghanis), કાશ્મીર (K–asmIr), સિંધ (S–indh), અને બલુચિસ્તાન (b–aluchisTAN) ની સંયુક્ત અસ્મિતાને જાળવી રાખવા માટે, એ પ્રદેશોને તેમણે **'પાકિસ્તાન'** નામ આપેલું. કાઉંસમાં લખેલા અંગ્રેજી શબ્દોના મોટા અક્ષરોને એકઠા કરશો, તો 'PAKISTAN' શબ્દ નીકળશે.

પણ **'પાકિસ્તાન'**ની જે રાજકીય યોજના છે, એનાં મૂળ તો મહાકવિ **ઇકબાલ**ના મગજમાં જ પેદા થવા પામ્યાં હતાં. **'પાકિસ્તાન'**ની પ્રથમ કલ્પના એ મહાન શાયરે કરી હતી. અને **ડૉ. સૈયદ અબ્દુલ લતીફે** એ કલ્પનામાંથી નક્કર યોજનાનું ખોખું તૈયાર કર્યું હતું.

**'પાકિસ્તાન'** કલ્પનામાંથી યોજનામાં તો પલટાયું, પણ મુસ્લીમ અવામ સુધી એ પહોંચવા પામ્યું ન હતું, ઇકબાલના સાહિત્યના થોડાક રસિકોને એટલી જાણ થવા પામી હતી, કે એશિયાના એ

મહાન શાયરે, જિન્નત જેવી કોઈક અલૌકિક દુનિયા હિન્દોસ્તાનની મરુભૂમિ ઉપર પણ ખડી કરવાનો નકશો તૈયાર કર્યો છે. અને અન્ય રાજકીય વિચારકોને પણ એવી જ કંઇક ખબર પડેલી, કે કવિએ ગગનમાં વિહાર કરવાનું શરુ કરી દીધું છે.

પણ પછી **૧૯૪૦ની** સાલ આવી. લાહોરમાં મુસ્લીમ લીગનું અધિવેશન મળ્યું હતું. **મી. ફુઝલુલ હકે** આ અધિવેશનમાં, લીગના **ધ્યેય** તરીકે **પાકિસ્તાન**ને સ્વીકારવા અંગેનો ઠરાવ રજુ કર્યો.

એ પહેલાં આગલા વરસે મીરતમાં મળેલી લીગની કારોબારીએ પણ એ અંગે વિચારણાએ કરી હતી, અને પછી ૧૯૪૧માં મદ્રાસમાં મળેલ લીગના અધિવેશનમાં પણ વધુ ચર્ચાએ થઈ હતી.

અને એ બધા પછી, ૧૯૪૧માં, **પાકિસ્તાન** ને લીગના **સિદ્ધાંત** તરીકે સ્વીકારવામાં આવ્યું.

**અને એ રીતે 'પાકિસ્તાન' કલ્પનામાંથી યોજના, અને યોજનામાંથી નિશાન બનવા પામ્યું**. પાકિસ્તાનના ઝંડા હેઠળ, મુસ્લીમ જનતાને એકત્રિત કરવાનું એલાન થયું. અને મહાકવિ ઈકબાલની કલ્પનાના મૂર્ત સ્વરૂપનો એ **સંદેશ** જનતાના ઘેર ઘેર પહોંચાડવાનું બીડું, ૧૯૪૧ના લીગના એ અધિવેશનમાં ઝડપાયું.

એ અધિવેશનને પસાર થયે, બહુ વખત વીત્યો નથી. ત્રીજા વરસની સાંજ હજુ પડી નથી. ત્યાં તો **પાકિસ્તાન**નો એ સંદેશ હિન્દના તમામ મુસ્લીમ-કાનોમાં પહોંચી જવા પામ્યો છે.

**પાકિસ્તાન**ની યોજના સાથે આપણે સહમત હોઇએ, કે ન હોઇએ; એ આપણને ગમતું હોય, કે ન ગમતું હોય; એ યોજનામાં કંઇ તથ્ય હોય, કે ન હોય; પણ મુસ્લિમ જનતાનાં દિલ એ તરફ વળી ચૂકયાં છે, એ હકીકત છે.

હજુ તો **૧૯૩૭ની** ચુંટણીઓ વખતે જ લીગને પરાજય સાંપડ્યો હતો. ખુદ મુસ્લિમ જનતાના મેદાનમાં જ એને હાર મળી હતી. દેશનાં બીજાં મુસ્લિમ મંડળોએ જ લીગને શિકસ્ત આપી હતી. પાંચ વર્ષ પૂર્વેની એ ચુંટણીઓમાં, હિન્દના અગિયાર પ્રાન્તોની ધારાસભાઓની, મુસ્લિમો માટેની ૪૮૦ અનામત બેઠકોમાંથી, માત્ર ૧૦૮ બેઠકોજ મુસ્લિમ લીગે તો મેળવી હતી, જ્યારે બાકીની બધીજ બેઠકો લીગનાં હરિફ મુસ્લિમ મંડળો જીતી જવા પામ્યાં હતાં, એવી એ લીગની એ વખતે નબળાઇ હતી.

પણ આજે એ સ્થિતિ નથી રહી. એ હરિફ મુસ્લિમ મંડળોનાં બળ વિષે આજે તો ખાસ કંઇ સંભળાતું નથી. **પાકિસ્તાન**ના સિદ્ધાંતને સ્વીકાર્યા પછી, એક માત્ર **મુસ્લિમ લીગ** જ મુસ્લિમ જનતાના હૃદય સુધી પહોંચી શકી છે. **પાકિસ્તાન**ના ઝંડાધારીઓના શબ્દો ઉપર હજારો કાન એક સામટા મંડાય છે, એ હકીકત છે. પાકિસ્તાનના ઝંડા સામે એક સામટી હજારો આંખ મંડાય છે, એ પણ હકિકત છે. અને પાકિસ્તાનના એ ઝંડાધારીઓના પગલે પગલે, **સમજણે કે ગેરસમજણે પણ,** મુસ્લિમ જનતા ચાલી નિકળવાને માટે તૈયાર રહી છે, એ પણ હકીકત જ છે. **પાકિસ્તાન**ના સ્વીકાર પછી, લીગનું જોર સમસ્ત દેશમાં ઘોડાપુર વેગે વધ્યું છે, અને કોંગ્રેસથી બીજા નંબરનું સ્થાન તેણે પ્રાપ્ત કર્યું છે, એ વસ્તુ ગમતી કે અણગમતી, છતાંયે ઢાંકી ન શકાય એવી એક હકીકત છે.

લીગને આ સ્થાન સુધી લાવનાર, અને લીગની આટલી બોલબાલા મુકરર કરનાર, એ **પાકિસ્તાન**નો ઝંડો છે.

એ **પાકિસ્તાન** કેવું હશે?

## ૨

# એવા એ પાકિસ્તાનમાં

એવા એ **પાકિસ્તાન**નું કોઇ રાજ્યબંધારણ હજુ સુધી ઘડવામાં આવેલ નથી, છતાંયે, દેશ આખાના રાજકારણમાં ઉકેલ માગી લેતો એક સળગતો સવાલ એ બન્યું છે. ગમે તે પ્રકારની રાજ્યવ્યવસ્થા એમાં સમાઇ શકે, એવું એ એક ખોખું છે, પાકિસ્તાનના પાટનગરમાંથી સામ્રાજ્યવાદનાં રણશીંગડા ફુંકાય, કે પછી **'જીવો અને જીવવા દો'** ના સિદ્ધાંતની ઘોષણા થાય; એ તખ્ત ઉપરથી મૂડી પતિઓનાં રાજતંત્રો ખેડાય, કે પછી વર્ગો વિનાની કોઇ સમાજ વ્યવસ્થા ઉભી થાય; ગમે તે થાય. **જનતાના જોર અને સમજના પ્રમાણમાં એ આંતરિક સ્વરૂપ તો નક્કી થશે.** આજે તો ભવિષ્યમાં ગોઠવાનાર એ છબીની ફ્રેમ સમાન એક ચોકઠું તૈયાર થએલું છે. **જુદી જુદી પ્રજાઓના આત્મનિર્ણયના અધિકારના સિદ્ધાંતની ધરી ઉપર એ ચોકઠાનું ઘડતર કરવામાં આવ્યું છે.**

વાયવ્ય સરહદ અને પૂર્વ હિન્દના મુસ્લીમ બહુમતિવાળા પ્રાન્તોનો એક સ્વતંત્ર રાષ્ટ્રસમુહ ઉભો કરવાની માગણી **હક સાહેબના** એ મૂળ ઠરાવમાં હતી. ત્યાર પછી તો અનેક વધુ વિચારણાઓ એ ઉપર કરવામાં આવેલ છે. અને અનેક જાતની સુધારણાઓ પણ એ યોજનામાં થએલ છે. પાકિસ્તાનની યોજનાના એ ચોકઠાને આજે તો

એટલી હદ સુધી સ્થિતિસ્થાપક અને પ્રગતિશીલ બનાવી દેવામાં આવ્યું છે, કે જેમાં અને આત્મનિર્ણયના અધિકારમાં ઘણું જ સામ્ય દેખાય છે.

છેલ્લામાં છેલ્લા સુધારાઓ વાળી એ યોજના ઉપર તટસ્થ બુદ્ધિથી જો વિચાર કરવામાં આવે, તો એમાં અસ્વીકાર્ય હોય, એવી કોઇ પણ **મહત્વની** વસ્તુ નહિ દેખાય. કારણ કે, ફેલાવવામાં આવે છે, એવા દેશના **ટુકડા** કરી નાખવાની એ યોજનામાં કોઇ **ફરજીઆત** શરત નથી. પાકિસ્તાનમાંથી હિન્દુઓએ, અને બાકી વધેલ હિન્દુસ્તાનમાંથી મુસ્લિમોએ ઉચાળા ભરી જવાની પણ એમાં કોઇ **ફરજીયાત જરૂર** નથી. પાકિસ્તાનના પ્રદેશને **પાન ઇસ્લામની** કોઇ એવી યોજના પ્રમાણે, એશિયાના બીજા મુસ્લીમ દેશો સાથે જોડી દેવાની પણ એમાં **નિયત થએલી** કોઇ વસ્તુ નથી, અને બાકી વધેલ હિન્દુસ્તાન ઉપર આક્રમણ કરીને સારાએ દેશ ઉપર મુસ્લિમ સામ્રાજ્યનાં પુનઃમંડાણ કરવાની પણ એ યોજનાનો કોઇ **હેતુ** નથી.

પરંતુ, પાકિસ્તાનની એ યોજનામાં તો જુદી જુદી પ્રજાઓના આત્મનિર્ણયના અધિકારની જ એક માત્ર માગણી રહેલી છે. **પાકિસ્તાન માટે દર્શાવવામાં આવતા દરેક પ્રદેશમાં વસતી જનતા એક ‘ જુદી જ પ્રજા ’ છે, એ જાતનું સ્વીકારીને, એ દરેક પ્રજાને આત્મનિર્ણયનો અધિકાર આપવાની એમાં એકની એક માત્ર માગણી છે.**

એટલે આ રીતે પાકિસ્તાનની માગણી ઉપરથી બે સવાલો ઉપસ્થિત થાય છે :–

(૧) આત્મનિર્ણયનો અધિકાર આપણે સ્વીકારી શકીએ કે નહિ?

(૨) પ્રજા કોને કહેવી ? પાકિસ્તાન રચતા દરેક પ્રદેશની જનતાને, **એ અધિકારની હકદાર** એવી '**જુદી જ પ્રજા**' કહી શકાય ખરી ?

પહેલા સવાલ ઉપર, એટલે કે જુદી જુદી પ્રજાઓના આત્મ-નિર્ણયના હકની સ્વીકારણી બાબત તો લોકશાસનમાં માનતા એવા કોઇને પણ આજે બે મત રહેવા જોઇતા નથી. કારણ કે, **ખુદ કોંગ્રેસે** પણ પ્રજાઓના આત્મનિર્ણયના એ અધિકારનો તો સ્વીકાર કર્યો જ છે. ક્રીપ્સના આગમન વખતે દિલ્હીમાં મળેલી કોંગ્રેસ વર્કીંગ કમિટિના ઠરાવમાં, શ્રી જગતનારાયણનો ઠરાવ સ્વીકારાયા પછી પણ રાષ્ટ્રપતિએ કરેલી ચોખવટમાં, અને છેલ્લે ગયા વરસે મુંબઇમાં મળેલી કોંગ્રેસ મહાસમિતિની બેઠકે પસાર કરેલ ઠરાવમાં, આ અધિકારનો સ્વીકાર જોઇ શકાય છે.

**એટલે સવાલ તો માત્ર એટલો જ રહે છે કે, પાકિસ્તા-નની રચના માટે દર્શાવવામાં આવતા દરેક પ્રદેશની જનતા, એ અધિકાર મેળવી શકે, તેવી 'સ્વતંત્ર પ્રજા' છે કે નહિ!**

## ૩

# 'પ્રજા' કોને કહેવાય?

જે લોકોનો સળંગ ઇતિહાસ છે, જેમની **ભાષા** અને **પ્રદેશ** એકજ છે. જેમનાં **આર્થિક હિત** અને **માનસિક ઘડતર** એક જ છે, એવા તમામ લોકોના સમુદાયને કે સમુદાયોને **'એક જ પ્રજા'** કહી શકાય છે.

**'પ્રજા'ની** આ વ્યાખ્યા, રશિયાના તારણહાર **કોમરેડ સ્ટાલિને** આપી છે, અને આ વ્યાખ્યા ઉપર જ કામ કરીને, તેણે સોવિયેટ રૂસનું નવસર્જન કરેલું છે. દુનિયાના બીજા કોઇ પણ રાજપુરુષે આ વ્યાખ્યા સામે પોતાની બીજી વ્યાખ્યા ધરીને, સ્ટાલિનની માફક એને સફળતાને શિખરે પહોંચાડેલ નથી. એટલે કોમરેડ સ્ટાલિનની એ વ્યાખ્યાએ આજે તો **સર્વ સ્વીકૃત** સ્વરૂપ પકડયું છે.

એ વ્યાખ્યામાં 'પ્રજા'ના સર્જન માટેના જે પાંચ તત્ત્વો ( સળંગ ઇતિહાસ, એકજ ભાષા, એક જ પ્રદેશ, આર્થિક હિતની સમાનતા, અને માનસિક ઘડતર ) બતાવવામાં આવેલ છે, એ બધાંને **એકી સાથે** ધરાવનાર લોક સમુદાયોને જ **'એકજ પ્રજા'** ગણી શકાય છે. એ પાંચમાંથી એક પણ તત્ત્વ ગેરહાજર હોય, **એટલે કે,**

**એ પાંચેય તત્વોની એકી સાથે સમાનતા ન હોય, એવા સમુદાયોની ગણત્રી 'એક જ પ્રજા' તરીકે ન થઇ શકે [1]×**

## હિન્દમાં એક જ પ્રજા વસે છે?

આ દૃષ્ટિએ જોતાં, **હિંદને એક જ પ્રજાનો બનેલો દેશ નહિ કહી શકાય**. જેમાં અનેક ભાષાઓ છે, અનેક જાતના જુદા જુદા ઇતિહાસો છે, જુદી જુદી સંસ્કૃતિ અને જુદા જુદા માનસિક ઘડતર છે, એવા એ બધા લોક સમુદાયોને **'એક જ પ્રજા'** કેમ કહી શકાય? ઉકેલ માગતા જુદા જુદા સવાલો, એ સવાલો ઉપર ગણ્યા ગણાય નહિ, એટલા મતભેદો, એ બધું શું '**એકજ પ્રજામાં**' સંભવી શકે?

યાદ કરી કરીને શોધવામાં આવેલ ભૂતકાળમાં, હિન્દ '**એકજ પ્રજાનો દેશ** હોય કે ન હોય, કલ્પના પહોંચાડતાં મગજ થાકી જાય, એવા પુરાણા સતયુગમાં હિન્દમાં એકજ પ્રજા વસતી હોય, કે ન વસતી હોય; પણ આજે તો એમાં **એકજ પ્રજા** નહિ, પણ અનેક પ્રજાઓ વસે છે, એ હકીકત છે.

હિન્દ ભૂતકાળમાં **એકજ પ્રજા**નો બનેલો હોય તો પણ આજે તો અનેક પ્રજાઓ હસ્તીમાં આવી ચૂકી છે એ હકિકત છે. અને એ હકિકત છે, **કારણ કે દરેક ઐતિહાસિક પરિપાકની માફક પ્રજા ઉપર પણ 'પરિવર્તન'ના નિયમનું શાસન ચાલે છે, પ્રજાને પણ ઇતિહાસ છે, પ્રજાને પણ જન્મ છે, અને પ્રજાને પણ મરણ છે.**[2]

પૃથ્વીના ઉત્તર ધ્રુવ ઉપર માનવીની જાતે જ્યારે પ્રથમ જન્મ લીધો, ત્યારે કાંઇ પૃથ્વી ઉપર અનેક પ્રજાઓ ન હતી. પણ આજે?

---

**જ્યાં જ્યાં આંકડાઓ** આવે, ત્યાં ત્યાં તે જ નંબરનું આધાર બિંદુ જુઓ. —લેખક

કાળબળે એ મૂળ પ્રજાનું મરણ કે રૂપાંતર અને મિશ્રણો થઇને આજે તો અનેક પ્રજાઓ હસ્તિમાં આવી જ ચુકી છે. જેમ પૃથ્વી સમસ્તમાં બન્યું, એમજ દરેક દેશમાં પણ બને છે. હિન્દમાં પણ બને જ, અને બન્યું છે. કાળબળે હિન્દને આજે તો અનેક પ્રજાઓનો વાસો બનાવ્યો છે. **આપણને ગમે કે ન ગમે પણ પરિવર્તનના નિયમે પોતાનું કામ, વિના અપવાદે કર્યું જ છે.**

આ સાંભળીને આપણી લાગણીવશતા ઉપર કદાચ ઘા પડશે. હૃદયના સુંવાળા ખુણાઓમાં ઝણઝણાટી પેદા થશે. અગર તો **એક જ પ્રજાના** ભ્રમની હુંફમાં રાચતું આપણું મગજ કદાચ ઉશ્કેરાઈ જશે. પણ છતાંયે હકીકતને અવગણી નહિ શકાય. આપણને ગમે કે ન ગમે છતાંયે જે હકીકત છે, એ તો હકીકત જ રહેવાની છે. અને એ વસ્તુને હકીકત તરીકે સ્વીકાર્યા પછી જ જો ઉકેલ શોધવા બેસીશું, તો અને તો જ એ ઉકેલ પણ સાચો હશે.

## તમામ હિન્દુ સમુદાયો પણ એકજ પ્રજા નથી.

ચોંકી ઉઠશો નહિ, સત્યની કસોટીમાંથી જો આપણાં વિધાનોને અને મંતવ્યોને આપણે પસાર કરાવવાં જ હશે, તો એ માન્યા સિવાય છુટકો જ નથી, કે જેમ હિંદના તમામ લોકો **એકજ પ્રજા** નથી, એમ એથી આગળ વધીએ તો, માત્ર હિન્દુ સમુદાયો પણ એક જ પ્રજા નથી જ. ધર્મ એક હોવા છતાં પણ એ બધા સંપ્રદાયો **એક પ્રજા** નથી.

એક પ્રજા નથી. કારણ કે કોઈ **પણ સમુદાયને કે સમુદાયોને એક પ્રજા ઠેરવવામાં ધર્મની કશીજ અગત્ય નથી. પોતાના એકજ નેજા નીચેના ગમે તેટલા સમુદાયોને એકપ્રજા તરીકે કોઇ પણ ધર્મ ઠેરવી શકતો જ નથી.**

બર્માના નેટીવ બ્રાહ્મીઓ તથા જાપાનીઓનો ધર્મ એક જ છે,

(—બૌદ્ધ ધર્મ), છતાંયે બર્મનો અને જાપાનીસો એક જ પ્રજાનાં અંગો નથી. અને એ જ રીતે, યુરોપના અનેક દેશોમાં એક જ ધર્મ ચાલતો હોય, તો પણ ત્યાં એકજ પ્રજા નથી. મારવાડીઓ તથા આપણા વણિક ભાઇઓ પણ એક જ ધર્મ (જૈન ધર્મ) પાળતા હોવા છતાં પણ એ એક જ પ્રજાનાં અંગો નથી; અને હિન્દના બધા હિન્દુ સમુદાયો કોઇ એવો એકજ '**હિન્દુ ધર્મ**' પાળતા હોય, તો પણ એ બધા હિન્દુ સમુદાયો એક જ પ્રજા નથી, તે નથી જ.

## અને તમામ મુસ્લિમ સમુદાયો?

**એ જ રીતે તમામ મુસ્લિમો પણ એક જ પ્રજા નથી.**

તેમનો ધર્મ ભલે એક જ હોય, છતાંયે એ બધા એકજ પ્રજા નથી, તે નથી જ.

આજે ઉભા થએલા મતભેદોને લીધે, એ બધા સમુદાયો એક સાંકળે બંધાઇ ગએલા દેખાય છે, છતાં પણ, પંજાબી મુસ્લિમ અને કાઠિયાવાડી મુસ્લિમ એ '**એકજ પ્રજા**' નથી. બંગાળ આસામનો મુસ્લિમ અને સરહદ કે મદ્રાસનો મુસ્લિમ પણ, ધર્મ એકજ હોય તો પણ '**એક જ પ્રજા**' નથી.

કાઠિયાવાડના દક્ષિણ પ્રદેશમાં લગભગ મુસ્લિમ વસતી જ વસે છે. છતાંયે કાઠિયાવાડના એ ભાગમાં **પાકિસ્તાન** રચવાની કલ્પના પણ એ મુસ્લિમ ભાઇઓને કદીયે નથી આવી, એનું કારણ શું છે? જનાબ જીન્હા સાહેબે પણ કાઠિયાવાડ કે એવા બીજા કોઇ પ્રદેશમાં **પાકિસ્તાન** દાખલ કરવાની વાત નથી કરી, તેનું કારણ શું છે?

કારણ એકજ છે, કે કાઠિયાવાડના મુસ્લીમો અને કાઠિયાવાડના હિન્દુઓની બાબતમાં, '**એકજ પ્રજા**' દર્શાવતાં પેલાં પાંચેય તત્વોની ઘણે ખરે અંશે સમાનતા છે. કાઠિયાવાડ અને હિન્દના એવા બીજા ભાગોમાં વસતા હિન્દુઓ, મુસ્લિમો કે એવી બીજી કોમો અંદર અંદર

તદ્દન જુદી જુદી પ્રજાઓ નથી, પણ એ બધા સમુદાયો તે તે ભાગમાં તો દિવસે દિવસે અંદર અંદર **'એક પ્રજા'** તરીકે એક બીજામાં ગળાતા જાય છે. કાળબળે ઉભાં થએલાં અનેક પરિબળોએ તેમની ભાષા, તેમની રહેણી કરણી, તેમનાં આર્થિક હિતો, અને વસવાટ એક જ જાતનાં સર્જ્યાં છે. તેમનામાં અંદર અંદરની સમાનતા વધતી જાય છે.

અને એટલે જ, ગુજરાતી હિન્દુ તેમજ મદ્રાસી હિન્દુ **'એક જ પ્રજા'** નથી, ગુજરાતી મુસ્લીમ તેમજ મદ્રાસી મુસ્લીમ પણ એક જ પ્રજા નથી. **પરન્તુ એથી ઉલ્ટું મદ્રાસી હિન્દુ અને મદ્રાસી મુસ્લિમ વચ્ચે એક જ પ્રજા જેવી સમાનતા વધતી જાય છે; ગૂજરાતી હિન્દુ તેમજ ગુજરાતી મુસ્લિમ વચ્ચે પણ એકજ પ્રજાની એ સમાનતા વધતી જાય છે, અને સાથે સાથે સમસ્ત ગૂજરાતીઓ તેમજ સમસ્ત મદ્રાસીઓ વચ્ચેની સમાનતા ઓછી થતી જાય છે; અને એજ રીતે હિન્દમાં બધે જ સ્થળે, પ્રદેશવાર જુદી જુદી પ્રજાઓનાં નવેસરથી ઘડતર થતાં જાય છે, ધાર્મિક તત્વને બાજુએ મુકીને પણ એ નવું ઘડતર સર્જાતું જાય છે**

ગૂજરાતી હિન્દુને મદ્રાસી હિન્દુ સાથે હળવા ભળવામાં જેટલી સ્વાભાવિકતા લાગશે, એના કરતાં વધુ સ્વાભાવિકતા એને ગૂજરાતી મુસ્લિમ સાથે હળવા ભળવામાં દેખાશે; અને એજ રીતે પંજાબી મુસ્લિમને પણ મદ્રાસી મુસ્લિમ સાથે ભળવા કરતાં પંજાબી હિન્દુ સાથે જ ભળવું વધુ સહેલું અને મીઠું લાગે છે, એ વસ્તુ શું બતાવે છે ?

આ જાતની આખીયે પ્રક્રિયા છે. આ રીતે હિન્દના જુદા જુદા સમુદાયો, **ધર્મની દિવાલો ઓળંગીને પણ** એકજ પ્રજામાં કે જુદી જુદી પ્રજાઓમાં પલ્ટાયા છે, ઘડાયા છે.

## ૪

# પાકિસ્તાનની રચના

પાકિસ્તાનની યોજનામાં મુસ્લિમ લીગે, છેલ્લે છેલ્લે જે ફેરફારો કર્યા છે, એ પણ અલબત્ત આખરે તો ધર્મની દિવાલોની અંદર રહીને જ કર્યા છે, અને એટલા પુરતા એમના એ દ્રષ્ટિકોણથી આપણે જરૂર જુદા પડીએ છીએ. પણ છતાંયે. એ ફેરફારોનું એક મુખ્ય અંગ પાકિસ્તાનના પ્રદેશોના હદને નવેસરથી નક્કી કરવા અંગેનું છે. અને એ નવેસરની હદો એવી રીતની માગવામાં આવી છે, કે જેમાં વસતી મુસ્લિમજનતા પણ સ્વતંત્ર અને અનોખી પ્રજાનું સર્જન કરે છે.

ગયા વરસે ઓગસ્ટમાં મળેલી મુસ્લિમ લીગની વર્કીંગ કમિટિના ઠરાવમાં એ જાતનું જણાવવામાં આવેલ છે કે, જે જે **વિભાગોમાં** મુસ્લિમ જનતા બહુ મોટી બહુમતિમાં હોય, અને એ **વિભાગો** તેમના માદરે વતન જેવા બની ગયા હોય, ત્યાં ત્યાં હિન્દી જોડાણ-માંથી છુટા પડવાનો હક તેમને રહેવો જોઇએ. [૩]

આ બેઠક પછી જનાબ જીન્હાએ ડેઇલી હેરોલ્ડ પત્રને મુલાકાત આપતાં એ અંગે વધુ ચોખવટ કરી છે, કે જેમાં છુટ્ટાપણાના હકદાર તરીકે આજના પ્રાન્તોને નહિ, પણ મુસ્લિમોની એમાં રહેતી સમગ્ર સરાસરથી પણ બહુ મોટી બહુમતિ ધરાવતા એમાંના અમુક વિભાગોને જ ગણવામાં આવ્યા છે. લીગના ઠરાવમાં આવી સ્પષ્ટતા કરવા માટે 'Zones'

શબ્દ વાપરવામાં આવ્યો છે, અને જનાબ જીન્હાની ચોખવટમાં એ માટે Areas શબ્દ વાપરવામાં આવેલ છે. પરંતુ જેનો અર્થ 'આજના બ્રિટિશ પ્રાન્તો' થાય, એવો Province શબ્દ તો ક્યાંય પણ વાપરવામાં આવેલ નથી. આનો અર્થ એ થયો કે, જે પ્રદેશોને માટે તેઓ છુટ્ટાપણાનો હક માગે છે, **એ પ્રદેશોની હદ એવી રીતે નવેસરથી રચવામાં આવી હશે, કે જેમાં લગભગ બધા મુસ્લિમો જ વસતા હોય, અને જેમાં બીનમુસ્લિમો પણ એ મુસ્લિમોની સાથે જ ઓતપ્રોત થઇને, એ બધા સમુદાયોનું 'એક જ પ્રજા' જેવું ઘડતર થઈ ગયું હોય.** [૪]

આ રીતે જનાબ જીન્હા સુચવે છે, એ પાયા ઉપર જો પ્રાન્તોની આજની હદને મીટાવીને હિન્દુ, મુસલિમ, કે કોઇ પણ ધર્મના—છતાંયે **'એક જ પ્રજા'**નું સર્જન કરનાર પેલાં પાંચે ય તત્ત્વોમાં સમાન હોય, એવા લોકસમુદાયો જેમાં વસતા હોય, એવા પ્રદેશોને જુદા તારવીને અને તેમની હદ નવેસરથી નક્કી કરીને, એ જાતના નવા જ પ્રાન્તોનું જો ઘડતર કરવામાં આવે, અને એવા પ્રાન્તોને જો છુટ્ટા પડવું હોય, તો છુટ્ટા પડવા દેવામાં આવે, તો એમાં અજુકતું શું છે? કોંગ્રેસે સ્વીકારેલા આત્મનિર્ણયના અધિકારથી એ વસ્તુ જુદી ક્યાં છે?

દાખલા તરીકે, સરહદ પ્રાન્તમાં આજે ૯૦ ટકા મુસ્લિમો અને ૧૦ ટકા ઇતર કોમો વસે છે. સિન્ધમાં ૭૨ ટકા મુસ્લિમો અને ૨૮ ટકા ઇતર કોમો વસે છે, પંજાબમાં સતલજની પશ્ચિમે ૮૦ થી ૯૦ ટકા મુસ્લિમો વસે છે, અને પૂર્વ બંગાળમાં ૫૪થી ૮૫ ટકા મુસ્લિમો વસે છે. એજ રીતે; કાશ્મીર અને બલુચિસ્તાનમાં પણ મુસ્લિમોની મોટી બહુમતિ વસે છે.

હવે, ઉપર લખેલા આજના પ્રાન્તોના ચોક્કસ વિભાગોમાં જેમ મુસ્લિમોની બહુ મોટી બહુમતિ વસે છે, તેમ ત્યાં લઘુમતિમાં, છતાં

વર્ષોથી તેમની સાથેજ રહેતી ઇતર કોમો પણ, બધી જ રીતે એ બહુમતિ સાથે સંકળાઈ જ ગઈ હોય, એ પણ દેખીતું જ છે. **તેમનો પ્રદેશ એક છે, ભાષા એક છે, સંસ્કૃતિ. માનસિક ઘડતર અને આર્થિક હિતો પણ એક જ હોય, એમાં શંકાને સ્થાન છે ખરું ? અને એ રીતે એ દરેક પ્રદેશમાં મોટી બહુમતિ રચતી મુસ્લિમ કોમ તથા ત્યાંની ઇતર કોમને 'એક જ પ્રજા' જેવી શું ન ગણી શકાય ? અને જો ગણી શકાય, તો તેમનો આત્મનિર્ણયનો અધિકાર પણ શું ન સ્વીકારી શકાય ?**

અને બ્રિટિશ સલ્તનતે કરેલી, પ્રાન્તોની આજની રચના સામે તો ખુદ કોંગ્રેસી મંડળોએ પણ અનેક વખત અસંતોષ બતાવેલ છે. કારણ કે, પોતાનું હિત સાચવવા માટે, સરકારે પ્રાન્તોની રચના આજે તો એવી જ રીતે કરેલી છે, કે જેમાં અનેક પ્રજાઓનો શંભુમેળો રહેવા પામે, અને કોમી સવાલને સ્પષ્ટ રીતે કદી પણ જોઈ જ ન શકાય. અને એટલે તો ખુદ કોંગ્રેસે પોતે પણ આજના બ્રિટિશ પ્રાન્તોની જગ્યાએ **ભાષાવાર** નવા પ્રાન્તોની યોજના કરેલી છે.

એટલે જનાબ જીન્હાએ સુચવેલી પ્રાન્તોની પુનઃરચના કરવા અંગેની આ યોજનાને જો અપનાવી લેવામાં આવે, **તો એવા કેટલાક પ્રાંન્તોમાં મુસ્લિમો પણ, આત્મનિર્ણયના અધિકારની હકદાર એવી, 'જુદી પ્રજાઓ' તરીકે ઠરી શકે છે.** [૫]. અને તો બીનમુસ્લિમ જનતા જેનાથી ભડકે છે, એવા એ પાકિસ્તાનમાં, અને કોંગ્રેસ આપવા માગે છે, એવા એ આત્મનિર્ણયના અધિકારમાં કંઈજ મહત્વનો તફાવત માલમ નહિ પડે. પાકિસ્તાનમાં પણ પ્રગતિશીલ તત્વ દેખાયા વગર નહિ રહે. [૬].

હા, એક સવાલ રહે છે, અને તે એકે, આત્મનિર્ણયનો અધિ-

કાર તો '**પ્રજાઓ**'ને અપાય. જનાબ જીન્હા કે મુસ્લિમ લીગ કહે, એટલા ઉપરથી જ, કોઇ પ્રાન્તને છુટ્ટો પાડવાના શેરા ઉપર મંજુરીની મહોર કોઇથી ન મારી શકાય. પરંતુ, પ્રજા પોતેજ, પોતાની ઇચ્છા હોય, **તો અને તો જ** છુટી તો પડતી હોય છે.

પણ, જનાબ જીન્હાએ પાકિસ્તાનની રચના વખતે, આત્મનિર્ણયના હકમાં રહેલ આ પ્રજાકિય તત્વને પણ જાળવી રાખવાની તૈયારી બતાવી જ છે;

**નવેસરથી રચાએલા એ પ્રાન્તોમાં મતપત્રકો વહેંચાય, અને એ મતગણત્રીમાં એ મુસ્લીમ પ્રજા પોતેજ જો બહુમતિથી છુટ્ટી પડવાનું નક્કી કરે, તો અને તોજ તેને છુટ્ટી પાડવી, એમ તેમણે પોતેજ જણાવ્યું છે.** જનાબ જીન્હા સાહેબની ઇચ્છા કે કહેણુ ઉપરથી નહિ, પણ તે તે પ્રદેશોની મુસ્લિમ જનતાની ઇચ્છા પ્રમાણેજ પાકિસ્તાનની યોજનાના અમલનો કે, મોકુફીનો સવાલ અવલંબે છે, એમ તેમણે પોતેજ કહ્યું છે. [૭]

ઉપરાંતમાં હિન્દી મધ્યસ્થ જોડાણમાંથી છુટા પડવું કે ન પડવું, એ હક જેમ નવેસરથી રચાએલા પ્રાન્તોનેજ રહે છે, **તેજ રીતે, હિન્દી જોડાણમાંથી છુટ્ટા થયા પછી પણ પાકિસ્તાનમાં જોડાવું કે નહિ, એ પણ એ પ્રાન્તોના જ હાથમાં જનાબ જીન્હાએ રાખેલ છે.**

આ રીતે, નવેસરથી પ્રાન્તોની રચના થયા પછી **તે તે મુસ્લિમ પ્રજાઓ જો અખિલ હિન્દ જોડાણ રચવા માગતી હશે, તો એમ પણ તેઓ કરી શકશે, અને અખિલ હિન્દ જોડાણમાંથી છુટા થયા પછી પણ, પાકિસ્તાન રચવાને બદલે, પોતપોતાના પ્રાન્ત પુરતી સંપૂર્ણ રીતે સ્વતંત્ર**

**એવી જુદી જુદી સરકારો રચવા માગતી હશે, તો એમ પણ એ મુસ્લિમ પ્રજાઓ કરી શકશે. ખુદ પાકીસ્તાનમાં પણ આ રીતે, આત્મનિર્ણયનો અધિકાર સ્વીકારવામાં આવ્યો છે.** [૮]

હા, એટલું ખરૂં છે કે, નવેસરથી રચાએલા એ પ્રાન્તોના **બીન મુસ્લિમોને** મતગણત્રીથી પર રાખવા ન જોઇએ. તેઓ પણ મુસ્લીમોની સાથે એક જ પ્રજા તરીકે ઓત પ્રોત થઇ ગયા હોઇને, તેમને પણ એ વખતે મત આપવાનો હક મળવો જ જોઇએ. અને જનાબ ઝીન્હાએ જો કે આ અંગે કાંઇ ચોખવટ નથી કરી, પણ છતાંય એ વસ્તુ વાટાઘાટોથી ન પતે એવી તો નથી જ. પરસ્પરના વિશ્વાસ અને શુભ નિષ્ઠાથી થતી વાટાઘાટો એ પ્રશ્નનું પણ સમાધાન જરૂર લાવી શકશે.

આ સ્થિતિમાં, પાકિસ્તાનથી ભડકવા જેવું, કે તેનો વિરોધ કરીને, દેશમાં પડેલા મતભેદોને ચાલુ રાખવાનું શું કારણ છે? આપણી પોતાની પ્રગતિશીલતા જ આપણી પાસે પાકિસ્તાનની એ નવી યોજનાને સમાધાનના પાયા તરીકે જોવાનું શું નથી માગી લેતી? **આઝાદ હિન્દુસ્તાનમાં દરેક પ્રજા સમાન અને બંધનમુક્ત હશે,** એવી આપણી શુભનિષ્ઠા બતાવી આપવાની આપણી ફરજ **અને ધગશ** પણ આપણી પાસે, પાકિસ્તાનની આ નવી યોજનાને 'સમાધાનનાં ખુલેલાં દ્વાર' તરીકે ગણીને, આત્મ નિર્ણયના અધિકાર ઉપર આગળ વધવાનું શું નથી માગી લેતી? [૯]

૫

## એ અધિકારની સ્વીકારણા પછી.

આ રીતે, આત્મનિર્ણયનો એ અધિકાર સ્વીકારીને, પ્રાન્તોની નવેસરથી જો રચના કરવામાં આવે, તો સાપ મરે નહિ, અને લાકડી ભાંગે નહિ, એવો દેશની એકતાનો માર્ગ ખુલ્લો થઇ જાય છે. દેશને '**ભવિષ્યમાં થનાર** ભાગલા'ની બ્હીકમાં જ, વર્તમાન કાળમાં પડી ગયેલ ભાગલાઓથી તુટી જતો અટકાવી શકાય છે. કાયમને માટે, એક બીજાની સ્નેહ સમજૂતિ અને વિશ્વાસના પાયા ઉપર એક અજબ સંગઠન પેદા કરી શકાય છે. અને આઝાદી હાંસલ કરવા અર્થે, સારાયે દેશનાં બધાંજ બળોને સ્વાતંત્ર્યના એકજ ઝંડા હેઠળ એકત્રિત પણ કરી શકાય છે.

અને આઝાદ હિન્દમાં પણ, પછી 'હિન્દુ' અને 'મુસ્લીમ' જેવા મતભેદો નહિ રહે. પણ જુદી જુદી **પ્રજાઓની** સંયુક્ત અસ્મિતા જાળવવા માટેનું એક ઐક્ય રચાશે. નવેસરની સરહદોમાં વસતા પંજાબીઓ, બંગાળીઓ, ગુજરાતીઓ, મહારાષ્ટ્રીયનો કે મદ્રાસીઓ વિગેરે પ્રજાઓ ( અંદર અંદર અનેક ધર્મો હોય તો પણ ), તેમની ઇચ્છા અનુસારની એકજ મધ્યસ્થ સરકાર, કે જુદી જુદી સ્વતંત્ર ઘટકોની વ્યવસ્થા કરતી સરકારો રચશે.

દરેક દરેક પ્રાન્તનું રાજ્ય બંધારણ તે તે પ્રાંતની પ્રજા પોતે જ પોતાની મેળે ઘડી લેશે. દરેક પ્રાન્ત સંપૂર્ણ રીતે સ્વતંત્ર હશે, **અને બધાના સહીયારા હિતને માટે, જરૂરી એવી એકજ મધ્યસ્થ સરકાર સ્થાપવાની જરૂરત પણ એ સ્વતંત્ર પ્રાંતોની પ્રજાઓ એકબીજા પ્રત્યેના વિશ્વાસ અને સમાનતાના પાયા ઉપર, આજ કરતાં અનેક ગણી વધુ સારી અને સાચી રીતે સમજી શકશે.**

મતગણત્રીનું તત્વ જનાબ જીન્હાએ માન્ય કરેલ છે, એટલે હિન્દનું ભાવિ તેની પ્રજાઓના પોતાના હાથમાં જ મૂકાયું છે. દરેક પ્રજાને એકજ સંયુક્ત સરકાર રચવા માટે સમજાવવાનો અવકાશ પણ આપણી પાસે રહ્યો જ છે

અને એ પછી પણ, જો પાકિસ્તાનની જ રચના થશે, તો પણ પાકિસ્તાન રચતા નવેસરથી ઘડાએલા એ પ્રાંતોના હિન્દુઓને માટે એ જ **અખંડ હિન્દુસ્તાન** હશે, અને બાકી વધેલ '**હિંદુસ્તાન**'ના મુસ્લિમોને માટે પણ એ જ **પાકિસ્તાન** હશે. ધર્મો એક બાજુએ રહી જશે. અને આપસઆપસના સહકારથી દરેક પ્રજાની બધી કોમો પ્રગતિના મિનારા તરફ કૂચ કરશે.

**આ રીતે, પાકિસ્તાનની સુધારેલ યોજના આત્મ-નિર્ણયના અધિકારનો જ ઉપસિદ્ધાંત** (Corollery) **છે. બ્રિટિસ શાસ્રાજ્યમાંથી છુટા પડવાના પોતાના આત્મનિર્ણયના હકની ઘોષણા કરનાર હિન્દની આઝાદ સરકાર, પોતાની જ શાસન ઘટમાળમાંથી છુટા પાડવા માગતા સમાન અને સ્વતંત્ર પ્રાંતોને એ જ આત્મનિર્ણનો અધિકાર આપ્યા વગર કેમ રહી શકે?**

૬

# આધાર બિંદુઓ

1 It must be emphasised that none of the above characteristics is by itself sufficient to define a NATION. On the other hand, it is sufficient for a single one of these characteristics to be absent and the NATION ceases to be a NATION.

—Comrade Stalin

(Marxism & the national & colonial question)

2 It goes without saying that a nation, like every other historical phenomenon, is subject to to the law of change, has its history, its beginning and end.

—Comrade Stalin

( Marxism & the national & colonial question )

3 "The resolution talks about the right to establish sovereign states in the ZONES which are their home lands and where they are in a majority.

—People's war
30-8-42

4. Our aim is that those AREAS where muslims vastly outnumber hindus, shall become a Separate dominion or even dominions.

—Janab Jinnah Saheb
(P. W. 30-8-42)

5. Muslims in certain areas do form a distinct nationality bound together by Common culture, history and tredition.

—Comrade B. T. Randive
(P. W. 30-8-42)

6. What is the Progressive essence of the Pakistan demmand? The opplication of the Principal of self-determination to certain nationalities in India.

—Comrede B. T. Randive
(P. W. 30-8-1942

7. It (Muslim Leegue) has made the whole issue dependent on the verdict of plebicite.

-P. W. 30-8-42

9. Our aim is that those areas, where muslims vastly outnumber Hindus, shall become a Saparate dominion **or Even Dominions**.

-Jinnah Saheb

9. The Recognition of the Right of nationalities to separation, is the Recognition of their equality, and freedom from oppresion in free India.

Comrade G. AdhiKari
(P. W. 9-8-1942)

મણકો બીજો

On the other hand,

A socialist belonging to a small nation, must concentrate the weight of his agitation on the Second word of our general formula : "Voluntary Amalgamation" of nations. Without violating his duties as an internationalist he may be in favour of either the Political independance of his nation, or its inclusion in the neighbouring state X, Y, Yz etc. But in all cases, he must fight against small nation, narrow mindedness, reserve and aloofness, he must fight for the recognition of general and the whole, for the subordination of the interests of the perticular in the interests of the general.

—Comrade Lenin
(Collected works Vol. XIX)

## બીજા મણકામાં

૭

# અને છતાંયે

અને છતાંયે, હિન્દી આઝાદી હાંસલ કર્યા પછી, પ્રાન્તોને મળેલા એ આત્મનિર્ણયના અધિકારનો એ પ્રાન્તોએ, છુટ્ટા પડવામાં અમલ કરવો હિતાવહ અને જરૂરી છે કે નહિ, એ એક સવાલ જ રહે છે. સંયુકત મધ્યસ્થ સરકારમાંથી છુટ્ટા પડીને, જુદી જુદી અનેક, અથવા તો **પાકિસ્તાન રૂપે** બીજી એકજ વધુ મધ્યસ્થ સરકાર પણ સ્થાપવામાં, તે તે પ્રાન્તોની પ્રજાનું, તેમજ સમસ્ત દેશનું હિત છે કે નહિ, એ મુદ્દો પૂરેપૂરી વિચારણા માગી લ્યે છે.

સિદ્ધાંતમાં **વ્યાજબી** એવા આત્મનિર્ણયના હકનો ભોગવટો કરીને, પ્રાન્તોએ એકજ સંયુકત સરકાર રચવાને બદલે છુટ્ટા પડી જવું, **એમાં ઘણીયે વખત વ્યાજબીપણું નથી હોતું.** છુટ્ટા પડવાનો હક હોવા છતાં યે ઘણી વખત એકજ સંયુકત જોડાણ રચવાની જરૂરત પડતી હોય છે. **દેશના સ્થિતિ સંજોગો ઉપર આ વસ્તુનો આધાર રહેતો હોય છે.**

એટલે હિન્દના સ્થિતિ સંજોગોનું અવલોકન કરીને, આત્મનિર્ણયના હકની સ્વીકારણા પછી પણ, જુદા જુદા પ્રાન્તો છુટા પડે, તેમાં હિત છે કે નહિ, એ વસ્તુનો વિચાર પણ જરાય ઓછું મહત્વ તો નથી જ ધરાવતો.

આ વસ્તુ ઉપર આપણા દેશમાં અનેક વિચારણાઓ થએલ છે. અને એ બધાની તારવણીનો સૂર લગભગ એક જ જાતનો છે કે, **હિન્દુસ્તાન માટે એકજ મધ્યસ્થ સરકાર જરૂરી છે.** પ્રાન્તોના જુદા પડવાથી તેમને પોતાને, તેમજ દેશના બીજા ભાગોને પણ નુકશાન જ થવાનું છે. ક્રીપ્સ આગમન વખતે **ડો. સૈયદ અબ્દુલ લતીફ** અને **પંડિત જવાહર** વચ્ચે થએલ પત્રવ્યવહારમાં પણ પંડિતશ્રીએ આવીજ વસ્તુ જણાવી છે. ૧૦

અખંડ હિન્દુસ્તાનની બૂમરાણ કરીને આત્મનિર્ણયના સિદ્ધાંતનો જ 'અસ્વીકાર કરનાર,' અને એ રીતે પોતાની જાતને લોકશાસનના તત્વના જ વિરોધી તરીકે સાબિત કરનાર કોઇ પક્ષો કે રાજપુરૂષોના અભિપ્રાયો વિષે હું વાત નથી કરતો. એમને વિષે તો કાંઇ કહેવા પણ માગતો નથી. પરંતુ, એ ન્યાયી હકને તો રાજીખુશીથી અને સમજપૂર્વક સ્વીકારનાર, અને છતાંએ હિન્દને માટે એક જ મધ્યસ્થ સરકારને ઇચ્છનાર ચિંતકો અને રાજપુરુષોના એ અભિપ્રાયો ઉપર વિચારણા કર્યા સિવાય નહિ ચાલી શકે.

પાકિસ્તાનના અમલથી થતાં એ નુકશાનોનો ખ્યાલ ત્રણ બાજુએથી કરવો ઘટે છેઃ—

**(૧) આંતરરાષ્ટ્રીય બંધુત્વની ખીલતી જતી ભાવનાની દૃષ્ટિએ.**

**(૨) યુદ્ધોની દૃષ્ટિએ.**

**(૩) હિન્દના પોતાના આર્થિક તંત્રની દૃષ્ટિએ.**

આ ત્રણેય બાજુઓને વિગતથી તપાસીએ.

## ૮

# આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ

વેપારની લેવડ દેવડ, સાંસ્કૃતિક દોટ, વ્યવહારનાં સાધનો, અને માલિક લોકનાં શોષણ ચક્રોમાંથી છુટી થવા માગતી જુદા જુદા દેશોની આમજનતાની સમાન આકાંક્ષાઓ, આજે તો, બધા જ દેશોની જનતાને દિવસે ને દિવસે વધુ ને વધુ એક બીજીથી નજીક લાવતી જાય છે. અને સમાન સલામતિ માટે, બધાયે દેશોની મોટા ભાગની જનતા એક બીજી તરફ વધુ ને વધુ ખેંચાતી જાય છે, ખેંચાવું જરૂરી પણ બન્યું છે.

એવે વખતે વર્ગ વિહિન સમાજ રચનાની સ્થાપના કરવા ઇચ્છતા **પાકિસ્તાનવાળા પ્રદેશોના** કામદારો અને કિસાનો તો હિન્દ આઝાદ થયા પછી પણ **પાકિસ્તાનનો આગ્રહ સેવવાને બદલે,** કોઇ પણ જાતની એવી પ્રાન્તીક કે રાષ્ટ્રવાદની સંકુચિતતાને ફગાવી દઇને, આંતરરાષ્ટ્રીય ધોરણનાં જ સંગઠનો ચાહે એતો તદ્દન સ્વાભાવિક જ છે.' [૧૧]

પરંતુ સાથે સાથે ફેસીઝમના આગમન પછી તો, દુનિયાભરમાં આંતરરાષ્ટ્રીય જોડાણની વિચારણાઓ વધતી જાય છે. સંયુક્ત બચાવ માટે, ખુદ હિન્દને પણ **(સમાનતાના પાયા ઉપર)** એવા જોડાણની વિચારણાને અવગણવી પાલવે તેમ નથીજ. પંડિત શ્રી નેહરૂ તો

એટલે સુધી કહે છે, કે "આખરી ઉકેલ તો આંતર રાષ્ટ્રીય જોડાણુ-માંજ રહેલો છે, એની મને પોતાને તો ખાત્રી થઇ ચૂકી છે.[૧૨]

અને આ આખાયે પરિવર્તનકાળને શાહમૃગની માફક ઉવેખીને, આંતરરાષ્ટ્રીય જોડાણુ તો બાજુએ રહ્યું, પણુ હિન્દના પોતાના એક જોડાણુને સાધવામાં પણુ નિષ્ફળ જવું, એ વસ્તુ પ્રગતિની પીછેહઠ સમાન નીવડે, તો એમાં નવાઇ જેવું શું છે? અને એ પીછેહઠની થપડ રૂપે, હિન્દની બધી જ પ્રજાઓને સહન કરવાનું આવી પડે, તો એમાં પણુ નવાઇ શી છે? એ બધી પ્રજાઓ સાથે ખુદ પાકિ-**સ્તાનની અથવા તો મધ્યસ્થ જોડાણુમાંથી છુટી પડેલી બીજી કોઇ પ્રજાને પણુ એ સપાટો લાગે તો એમાં પણુ નવાઈ જેવું શું છે!**

# ૯

# યુદ્ધોની દૃષ્ટિએ

ચાલુ યુદ્ધ ઉપરથી પણ એક પાઠ તો મળી જ ચુકયો છે, કે આજના સંજોગોમાં નાની નાની છુટીછવાયી પડેલી પ્રજાઓનું ભવિષ્ય ખતમ થવાનું છે. [૧૩]

સોવિયેટ રૂસમાં આજે અનેક પ્રજાઓ વસે છે. ત્યાં મુસ્લિમ પ્રજાઓ પણ સારી સંખ્યામાં વસે છે, અને એ દરેક પ્રજાને આત્મ-નિર્ણયનો હક પણ આપવામાં આવેલ છે. એ દરેક પ્રજા, ધારે ત્યારે સોવિયેટ સંઘમાંથી છુટી પડી શકે છે. છતાંયે એ બધી પ્રજાઓએ છેક ૧૯૨૨થી એકજ સમવાયી સરકાર ઘડી છે, અને સાથે મળીને સૈયારું ભાગ્યસર્જન કર્યું છે.

અને તો અને તોજ હિટલરનાં ફેસિસ્ટ ધાડાંઓ સામે રૂસી લાલ સેના ટકી શકવા પામી છે. પોલાંડ, ઝેકોસ્લોવેકીયા, ડેન્માર્ક, કે ગ્રીસની શી હાલત થઈ છે, એ આપણે નજરે જોયું છે.

રશિયા યુદ્ધમાં પડયું, એ પહેલાં લેટવિયા, લીથુઆનિયા, વગેરે નાના દેશોની પ્રજાઓ સોવિયેટ સંઘમાં **સમાન સભ્ય તરીકે** જોડાઈ ગઈ. એટલે આજે તેઓ હિટલરના સકંજામાં સપડાઈ ગએલ

છે, છતાં પણ જ્યાં સુધી લાલ લશ્કરનો પગ છેક દૂર પૂર્વના સાઇબિરિયામાં પણ સલામત હશે, ત્યાં સુધી એ લેટવીયા, અને એ લીથુઆનિયાની પ્રજાઓનું હિત પણ એને હૈડે જ હશે. સારાયે સોવિયેટ સંઘની બધી જ પ્રજાઓના ભાવિની- સાથે, લેટવીયન અને લીથુઆનિયન પ્રજાનું ભાવિ પણ સંકળાયેલું જ છે. રૂસ જીવશે તો લેટવિયા અને લીથુઆનિયા પણ જીવશે જ, એ ચોક્કસ છે.

અને જો એ લેટવીયા અને લીથુઆનિયા સોવિયેટ યુનિયનની પ્રજાઓ સાથે જોડાયાં ન હોત, તો નિર્વીવાદ છે કે, પોલાંડ, ઝેકોસ્લોવેકીયા, કે ઓસ્ટ્રીયા જેટલું મહત્વ પણ એ નાની પ્રજાઓના સવાલને ન રહેત.

અને એ જ રીતે સોવિયેટ રૂસની બધી પ્રજાઓ, આજે છે તેમ, એક જ સમુહતંત્રથી જોડાવાને બદલે, ત્યાં પણ જો **પાકિસ્તાનનાં** સર્જન થયાં હોત, તો સિદ્ધાંત ન્યાયી છે, એટલે કોઇએ તેમને અટકાવી ન હોત, પણ આજે તેમનું અને સાથે સાથે આખાએ રૂસનું ભાવિ તો ખતમ જ થઈ ગયું હોત.

જાણીતા અંગ્રેજ લેખક અને રાજપુરુષ **મી. પેટસ્લોન** આ અંગે લખે છે કે "**યુદ્ધના અનુભવે, અને યુધ્ધે ઊભા કરેલા આર્થિક કોયડાઓને લીધે**, સોવિયેટ પ્રજાસત્તાક પ્રાન્તોને એક બીજા સાથે સંકળાવાની જરૂરત લાગી. ભવિષ્યની સલામતિ માટે એક મજબૂત સંગઠનની જરૂર દેખાણી, અને એ રીતે, ૧૯૨૨ માં રશિયાની બધી પ્રજાઓનું એક સોવિયેટ યુનીયન હસ્તિમાં આવ્યું."[૧૪]

અને એ જ રીતે હિન્દની બધી પ્રજાઓનું સંયુક્ત જોડાણ પણ જરૂરી છે. એવું જોડાણ સાધવામાં આવે, તો અને તો જ પંજાબથી કન્યા કુમારી, અને બંગાળ આસામથી કાઠિયાવાડ સુધીની વિરાટ

ભૂમિમાં વસતા બધી પ્રજાઓનું ભાવિ એક સાથે સંકળાએલું રહી શકે. અને તો અને તોજ, એ બધી પ્રજાઓની સલામતિ અને સંગઠનનો વીમો ઉતરાવવાની જરૂરત નાબૂદ થાય.

જગતમાંથી જ્યાં સુધી યુદ્ધો નાબૂદ નથી થયાં, અને "જીવો અને જીવવા દો"ની ઘોષણા સાથે સલામતિની ખાત્રી નથી મળી, ત્યાં સુધી આવા સંયુક્ત જોડાણની જરૂરત વધુમાં વધુ રહેલી છે. અને ત્યાં સુધી છુટા છવાયા પડી જઇને, બચાવની હરોલ તોડવામાં સારાયે દેશને નુકશાન છે.

## ૧૦

# હિન્દની આર્થિક ઘટમાળની દૃષ્ટિએ

અને હિન્દની આર્થિક વ્યવસ્થાની સફળતા પણ બધીજ પ્રજાઓનું સંયુકત જોડાણ માગી લ્યે છે.

હિન્દ સમગ્ર રીતે, એક એવો દેશ છે, કે જેના **જુદા જુદા ભાગોમાં થતાં** ઉત્પન્નોને લીધે, તે સ્વાશ્રયી બની શકે તેમ છે. એટલે જો એકજ સમુહતંત્ર રચવામાં ન આવે, તો આ સ્વાશ્રયીપણાનો લોપ થશે, સમગ્ર દેશની સાથે હિન્દનો દરેકે દરેક પ્રાન્ત પોતપોતાની સ્થિતિએ તો અસ્વાશ્રયી અને પરાધિન જ બની જશે. [૧૫]

અને એ છુટ્ટાપણાથી, પાકિસ્તાન રચતા પ્રાન્તોને તો વધુમાંવધુ નુકશાન થવાનું છે. કારણ કે, એમાંનો મોટો ભાગ ખાધવાળો પ્રદેશ છે. દર વરસે એના સંચાલનમાં આવનારી ખાધ, જો એકજ મધ્યસ્થ સરકાર હોય તો તેની મારફત, બીજા પ્રાન્તોની બચતમાંથી પૂરી શકાય.

પણ પાકિસ્તાનની રચના પછી તો, એ ખાધ પૂરવા માટે, અગર તો ત્યાંની જનતા ઉપર કરવેરાનો બોજો વધારવો પડશે, અથવા તો તેમને કોઇપણ જાતના વિકાસ વગર, પછાત રીતે જ જીવવું પડશે.

અને આ બધા ઉપરાંત, સરહદ પ્રાન્તને તો ખાસ નુકશાન સહેવું પડે તેમ છે. કારણ કે, મૂળમાં જ એ પ્રાન્ત તો ઔદ્યોગિક દૃષ્ટિએ, તેમજ કાચા ઉત્પાદનની બાબતમાં પછાત છે. આધુનિક પ્રજાના જીવનને જરૂરી એવી બધી જ બાબતોનો ત્યાં અભાવ છે. [૧૬]

**અને એટલે જ, પાકિસ્તાનના પ્રણેતા મહાકવિ ઈકબાલે પોતે પણ, પાકિસ્તાનના અમલમાં નુકશાન જોયું હતું. હિન્દુ તેમજ મુસ્લિમો બંનેને પાકિસ્તાનથી નુકશાન થશે, એમ એ મહાન શાયરે પોતે જ કહ્યું હતું.** [૧૭]

પ્રજાની વૈજ્ઞાનિક વ્યાખ્યાનો પ્રણેતા અને આત્મ નિર્ણયના અધિકારને માટે વધુમાં વધુ આગ્રહી **કોમરેડ સ્ટાલિન** પણ જુદી જુદી સ્વતંત્ર પ્રજાઓના એક જ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેના જોડાણને જ આવકારે છે. [૧૮]

એટલે હિન્દુસ્તાનને માટે, એક જ સાચો માર્ગ છે, કે જેમાં બધી જ પ્રજાઓનો આત્મનિર્ણયનો અધિકાર સંપૂર્ણ પણે સ્વીકારવામાં આવ્યો હોય, છતાંએ, એ હકનો ભોગવટો, છૂટા પડીને પાકિસ્તાનો રચવાને બદલે, એ હકમાં રહેલ સમાનતા અને સ્વસાશિતપણાના પાયા ઉપર, એ બધી જ પ્રજાઓએ એક જ અખિલ હિન્દ મધ્યસ્થ જોડાણ રચવું જોઇએ.

૧૧

## આધાર બિંદુઓ

10 Any such division will be exeedingly harmful to both parts, as well as to India as a whole.

—Pandit Shri Nehru
(Why Crips failed)

11 It is therefore perfectey true that in the developed capitalist countries, "the working men have no country" and the 'United Action' of the workers of the civilised countries at least "is one of the first condition" for the emancipation of the proletariat.

—Karl Marx
(Communist Menifesto)

12 Personally, I am convinced that ultimate solution will lie in a world Federation.

—Pandit Shri Neahru
(Why Crips failed)

An Independent India would gledly join such a world Federation and Co-operate on an equal basis, with other countries.

(Bombay A. I. C. C. Resolution 8th August 1942)

13 Small nations have no future before them except as hangers on or a kind of Semi-Independence Political or economic of any of other nations.

—Pandit Shri Nehru
(Why Crips failed)

14 The experience of war itself, and the economic problems which it created, brought the different Soviet Republics into the closest contact with each other. Experience showed that still closer union was essencial to future Security. Therefore, in December 1922, a treaty of union was signed between the Soviet Republics, and the U. S. S. R.—the Union of Soviets Socialist Republics was in this way brought into being.

—Pat Sloan.
(Soviet Democrecy)

15 India as it is, contains nearly all the important elements and resourses that can make her a strong and more or less self sufficient nation. To cut her up, will be from the economic point of view as well as others, a fatal thiug,

**breaking that natural economic unity, and weakening each part.**

—**Pandit Shri Nehru**
(Why Crips failed)

**16 I am personally convinced that probably our muslim friends in the** NORTH WEST **of India, will suffer most from such division.**

—**Pandit Shri Nehru.**
(Why Grips failed)

૧૭ 'એડવર્ડ' થોમસન નામના લેખક, કવિ ઇકબાલની મુલાકાત વર્ણવતાં લખે છે કે, 'ઇકબાલ મારા મિત્ર હતા, એમણે મારી ગેર-સમજણને દૂર કરી. પોતાના વિશાળ, શિસ્તહીન, અને ભૂખે મરતા દેશમાં અંધકાર વ્યાપતો જોઇ રહેલા એ પુરુષ નિરાશા જાહેર કરીને આગળ બોલવા માંડયા કે, પાકિસ્તાનની યોજના બ્રિટિશ સરકારને માટે, હિન્દુ કોમને માટે, તેમજ મુસ્લિમ કોમને માટે, આફતરૂપ થઈ પડશે. પણ હું મુસ્લિમ લીગનો પ્રમુખ છું, એટલે એને ટેકો આપવો એ મારી ફરજ છે.' —**અકબરની યાદમાં**

18 Here, you have two types of political Union. of which one type, the capitalist type, leads to the disintegration of the state into its Component Parts. while the second type, the Soviet type; on the contrery, leads to a gradual but stable amalgamation of formerly independent nationalities into a single independent state.

—**Comrade Stalin**
(Marxism and the national and colonial question.)

મણકો ત્રીજો

## Long Experience

has tought us that, it is dangerous in the interests of truth, to suppress openions and ideas. It has further tought us that it is foolish to imagine that we can do so. It is far easier to meet an evil in the open and to defeart it in fair combat in people's minds, than to drive it underground, and have no hold on it, or proper approach to it. Evil flourishes far more in the shadows than in the light of the day.

—Pandit shri Nehru

## ત્રીજા મણકામાં

## ૧૨

# ઉકેલ

આ રીતે **પાકિસ્તાનના** સિદ્ધાંતનું **વ્યાજબીપણું** તથા સાથે સાથે તેના અમલમાં રહેલું **ગેરવ્યાજબીપણું,** એ બંને વસ્તુઓ આજે એકી સાથે હસ્તી ધરાવે છે. અને એ બંને વસ્તુઓને સ્પષ્ટ સ્વરૂપમાં સમજી લઈને જ ઉકેલ શોધવાનો રહે છે.

પાકિસ્તાનના અમલમાં રહેલાં નુકશાનો જોઇને આત્મનિર્ણયના અધિકારનો જ વિરોધ કરવો, અને એ રીતે એ વિચારસરણીને જ દબાવી રાખવાની કોશિષ કરવી, એ પણ ભૂલ છે; અને એ જ રીતે આત્મ-નિર્ણયના એ લોકશાસનવાદી અધિકાર ઉપર આફ્રિન થઇ જઈને પાકિસ્તાન રચવા દેવું, એ પણ ભૂલ છે.

જરૂરી તો એ છે કે, આત્મનિર્ણયના અધિકારની સ્વીકારણા માટે પણ પ્રયાસો થવા જોઇએ, અને સાથે સાથે **પાકિસ્તાનના** અમલમાં રહેલા ભયસ્થાનો તરફ પણ પ્રજાનું અને ખાસ કરીને **મુસ્લિજનતાનું** ધ્યાન ખેંચવું જોઇએ.

મુસ્લિમ લીગ સિવાયની બાકીની બધી જ સંસ્થાઓને માટે તથા બીનમુસ્લિમ જનતાને માટે તો, આત્મનિર્ણયનો એ હક સ્વીકારી લેવાનું જ જરૂરી અને યોગ્ય છે. અને એ જ રીતે, મુસ્લિમ લીગને માટે તથા

મુસ્લિમ જનતાને માટે તો, એ હક મળ્યા પછી પણ એકજ સંયુકત જોડાણમાં ભળવાની જરૂરત સ્વીકારવાનું જ યોગ્ય છે.

**અને એ માટે પશ્ચિમ, દક્ષિણ, તથા મધ્ય હિન્દમાં, અધિકારની સ્વીકારણા કરવા અંગેની સમજાવટો થવી જોઇએ, અને પૂર્વ તેમજ ઉત્તર હિન્દમાં, એ અધિકારની પ્રાપ્તિ પછી પણ, સંયુકત રાષ્ટ્રમાંથી છુટ્ટા નહિ પડવા અંગેની સમજાવટો થવી જોઈએ.**

ટુંકામાં આત્મનિર્ણયના એ હકની સ્વીકારણા દેશભરમાં થઈ જવી જોઇએ, અને સાથે સાથે એ પછી પણ, **સમાનતા અને વિશ્વાસના પાયા ઉપર** હિન્દ ભરને માટે એકજ જોડાણ સર્જવાની જરૂરત પણ દેશ ભરની બધી જ પ્રજાઓને બતાવી આપવી જોઇએ.

અને પાકિસ્તાનના અમલનો સવાલ તો યુદ્ધ પછી જ આવવાનો છે. એટલે ત્યારે અને તે દરમ્યાન, મુસ્લિમ પ્રજાને ખરી વસ્તુસ્થિતિનું જ્ઞાન આપી શકાય તેમ જ છે. પરંતુ આજની કટોકટીની પળે વધુમાં વધુ જરૂરત તો, આત્મનિર્ણયના અધિકારની દેશભરમાં સ્પષ્ટ ઘોષણાનું પગલું ભરવા અંગેની જ રહેલી છે. કદીએ ન હતી એટલી જરૂરત આજે દેશના બધાજ બળોની એકતાની છે.**એટલે એ અધિકારની સ્વીકારણા તો દેશભરમાં વહેલામાં વહેલી તકે અને વિના વિલંબે થઈ જ જવી જોઇએ.**

એ અધિકારની સ્વીકારણાથી **પાકિસ્તાન** સ્થાશે, એવો ભય લાગતો હોય, તો પણ એથી અચકાવાની જરૂર નથી. એ હક મળ્યા પછી, ખરેખર જો અમુક પ્રાન્તો સંયુક્ત જોડાણમાંથી **ભવિષ્યમાં** છુટ્ટા પડે તો પણ, **ભવિષ્યમાં પરાણે પરાણે** સંયુક્ત જોડાણ રાખવા રૂપેની એ અતન્દુરસ્ત એકતાની લાલચમાં, **આજે થતી**

એકતાને ગુમાવવામાં અને દેશના **વર્તમાન** ભાગલાઓને નભાવવામાં દેશનું હિત નથી. ભવિષ્યનો એ પ્રસંગ અતિ અતિ દુઃખદ નિવડવાનો હોય, તો પણ, **'મારીને હિત કરવાની'** વૃત્તિ આજે રાખી શકાય તેમ નથી જ.[૧૯]

મુસ્લિમ પ્રાન્તોને એકજ સંયુકત સરકારમાં ગુલામી દેખાતી હોય, તો આપણી ઇચ્છીત એકતાની ખાતર, તેમને બળજબરીથી સાથેજ રાખવા, એમાં કોઇ પ્રકારનો ન્યાય નથી. **પંડિત શ્રી નેહરૂ** પોતે પણ બળજબરીથી થતી ગુલામી ભરી એકતાના વિરોધી છે.[૨૦]

અને "કોઇ પણ પ્રાન્તને તેની ઇચ્છા વિરૂદ્ધ અને બળજબરીથી અખીલ હિન્દ જોડાણમાં રાખવા પોતે નથી ઇચ્છતી," એમ ખુદ કોંગ્રેસે પોતે પણ જાહેર કર્યું છે.[૨૧]

વળી, પાકિસ્તાન રચતાં **પહેલાં**, જો એથી થતાં નુકશાનોનો ખ્યાલ આપણા મુસ્લિમ દેશભાઇઓને નહિ આવે, અને જો કદીક **પાકિસ્તાન** ખરેખર રચાઇ જશે, તો પણ એના અમલ પછીના વ્યવહારુ સંચાલન વખતે તો જરૂર એ નુકશાનો તેને દેખાઇ જશે. અને એ રીતે, થોડા વખતને માટે, હિન્દમાં એકજ સંયુકત જોડાણ થતું અટકશે, તો પણ પાછું થોડાજ વખતમાં, મુસ્લિમ જનતા **પોતાના હિતની ખાતરજ** ફરીથી એ સંયુક્ત જોડાણમાં ભળી જશે, એ પણ ચોક્કસ છે. **'પાકિસ્તાનથી નુકશાનો થાય છે.' એ આપણી માન્યતા જો સાચી હોય, તો એ નકશાનો હમેશને માટે પાકિસ્તાન રચનાર મુસ્લિમ પ્રજાઓ સહ્યા જ કરશે, એમ માનવાનું કંઇજ કારણ નથી.** એટલે આપણી એ માન્યતાના પાયા ઉપર પણ જુદા પણાનો હક તેમને આપી દઇને, આજે તો **એકતા** સાધી જ લેવી જોઇએ.

પંડિત શ્રી નહેરૂએ પણ આવી સંભવના કલ્પી છે, અને તેમણે પણ આખરમાં તો સંયુક્ત જોડાણનો જ આશાવાદ સેવ્યો છે. **પાકિસ્તાન રચાશે તો પણ પછી થોડા વખતમાં હિન્દ એક અને અવિભાજ્ય થઇ જશે**, એમ પંડિતશ્રી નેહરૂએ પોતે પણ જાહેર કરેલું છે.[૨૨]

આ રીતે, પાકિસ્તાનની બન્ને બાજુઓને સ્પષ્ટ રીતે સમજી લઇને, દેશની એકતાનું સર્જન કરવા માટે, બંને જાતના પ્રયાસો થવા જોઇએ. આત્મનિર્ણયનો હક પણ સ્વીકારવો જોઇએ, અને છુટ્ટા નહિ પડવાની જરૂરત પણ મુસ્લિમ જનતાને સમજાવવી જોઇએ.

આ બંને વસ્તુઓ ઘણાને પરસ્પર વિરોધી લાગશે. પણ એ સિવાય બીજો માર્ગ નથી. **કોમરેડ લેનીને** પણ આ પરસ્પર વિરોધી દેખાતા બંને માર્ગોને એકી સાથે અમલમાં મૂકવાની જરૂર પડે, એવી સંભવના કલ્પી છે. અને તેણે પોતે પણ, એવી જરૂર પડયે, એમ કરવાની જ સલાહ આપી છે.[૨૩]

# ૧૩

# સમજુતિની વચ્ચે

આ રીતે, આત્મનિર્ણયનો અધિકાર તાત્કાલિક દેશભરમાં સ્વીકારાઈ જાય, એ જરૂરત ઊભી છે, અને એમ કરવામાં કોઈને પણ વાંધો હોવો જોઈતો નથી. છતાંયે, મુસ્લીમ લીગ પ્રત્યે બંધાઈ ગએલા અમુક પૂર્વગ્રહોને લીધે, અનેક દેશભક્તોનાં દિલમાં અસંતોષ રહ્યો છે, અને મગજ લીગની માગણી સ્વીકારી લેવામાં વ્યાજબીપણું જોતું હોય, તો પણ હૃદય તેમ કરવાની ના પાડતું હોય, એવી અનેકોની સ્થિતિ છે.

અને સાથે સાથે મુસ્લિમ જનતામાં પણ કોંગ્રેસ પ્રત્યે અવિશ્વાસની લાગણી તીવ્ર સ્વરૂપમાં રહેલી છે, અને કોંગ્રેસે બતાવેલ લોકશાસનવાદી માનસને સમજવામાં એ પણ નિષ્ફળ ગઈ છે.

**એકબીજા પ્રત્યેની આ ગેરસમજ અને પૂર્વગ્રહોએ એકતાની વચ્ચે સારી એવી ફાચર મારી છે.**

આ સ્થિતિમાં, પોતાની દિલ્હીની મીટીંગ પછી મુસ્લિમ લીગે **સુધારેલા વલણ પ્રત્યે** કોંગ્રેસી ભાઈઓનું, તથા કોંગ્રેસે આજ સુધી લીગ પાસેથી રાખેલ **વ્યાજબી આશાઓ તરફ** લીગ ભાઈઓનું ધ્યાન ખેંચવા ચાહું છું.

તટસ્થ બુદ્ધિએ જોવામાં આવશે, તો લીગમાં માનતા ભાઇઓને જણાશે કે, કોંગ્રેસ લીગ પાસેથી જે કાંઇ ઇચ્છતી હતી, તે વ્યાજબી જ હતું, અને કાંગ્રેસી ભાઇઓને જણાશે કે, કોંગ્રેસે લીગ પાસેથી રાખેલ એ આશાઓને સારા અંશમાં લીગે પૂરી પાડી છે. (દિલ્હીની મીટીંગ પછી).

સાચું છે કે, છેલ્લા વર્ષ દરમ્યાન દેશભકતો તથા જનતા ઉપર જે અમાનુષી દમન નોકરશાહી તરફથી ચલાવવામાં આવેલ છે, એ સામે મુસ્લિમ લીગે એક હરફ પણ ઉચ્ચારેલ નથી. **અને એ પણ સાચું છે કે, આઝાદી માગવાના એક માત્ર ગુન્હાસર નોકરશાહીએ કોંગ્રેસને કચડી નાખવા માટે કરેલા નાપાક પયાસોને, એજ આઝાદી જેનું ધ્યેય છે, એવી મુસ્લિમ લીગ ઠંડે કલેજે જોઇ રહે, એ વસ્તુ એક અક્ષમ્ય અપરાધ છે.**

અને છતાંએ એ પણ હકિકત છે કે, કોંગ્રેસ અને લીગ વચ્ચેનું અંતર આજે સારા પ્રમાણમાં ઘટવા પામ્યું છે. લીગ ઘણી આગળ આવી છે.

એટલે હવે, આપણે કોંગ્રેસ લીગ તરફથી ઇચ્છેલ વલણને, તથા લીગે છેલ્લે છેલ્લે સુધારેલ પોતાના વલણને તપાસીએ, અને બંને સંસ્થાઓ વચ્ચે સમાધાનની શક્યતાઓ છે કે કેમ, તે નક્કી કરીએ.

## ૧૪

# કોંગ્રેસ લીગ પાસેથી શું ઇચ્છે છે?

પંડિતશ્રી નહેરૂએ આ અંગે લખ્યું છે કે, રાજકીય હેતુ સમાન હોય, એવા કોમવાદીઓ સાથે સહકાર શક્ય છે. **પણ જેઓ ગુલામીને જ કાયમ રાખવા માગે છે,** એવાઓની સાથે આઝાદીના લડવૈયાઓ ન જ ભળી શકે. ૨૪

ગાંધીજીએ પણ અંગત રીતે એવી જ ઓફર કરેલી, કે કોમી માગણીઓ ગમે તેવી અવિચારી અને વધુ પડતી હશે, તો પણ **જો એ લોકો સ્વાતંત્ર્યની લડતમાં સાથ આપવાની ખાત્રી આપે,** તો પોતે એમની એ માગણીઓ સ્વીકારવા તૈયાર છે. ૨૫

કોંગ્રેસે પણ એ જ જાતનું જાહેર કરેલ છે કે, **હિન્દી એકતા, પ્રજાશાસન અને આઝાદીનાં તત્વોને નુકશાન નહિ પહોંચે ત્યાં સુધી** લઘુમતિ તેમજ કોમી માગણીઓના સ્વીકાર અને રક્ષણ માટે, કોંગ્રેસ ગમે તેટલી હદ સુધી જવાને પણ તૈયાર છે. ૨૬

કોંગ્રેસી મંડળોનાં ઉપરનાં કથનો ઉપરથી એક વસ્તુ સાફ દેખાય છે કે, **સ્વાતંત્ર્યની બાબતમાં જો લીગ તરફથી એકમતિ થાય,** તો તેના તરફથી મૂકવામાં આવતી ગમે તેવી માગણીઓને સ્વીકારવા માટે પણ કોંગ્રેસ તૈયાર જ છે.

મુસ્લિમ ભાઇઓ જોઇ શકશે કે, કોંગ્રેસે લીગ પાસેથી રાખેલી 'સ્વાતંત્ર્યના મુદ્દા ઉપરની' આ આશા જરાય વધુ પડતી કે અજુક્તિ ન હતી, પણ બિલકુલ વ્યાજબી જ હતી.

પરંતુ, કોંગ્રેસી મંડળોની આ ઓફરો વખતે **મુસ્લિમ લીગનું** વલણ પ્રગતિશીલ ન હતું. કોંગ્રેસે લીગ તરફથી રાખેલી આશાને પૂરી કરવામાં, લીગ એ વખતે નિષ્ફળ ગઇ.

પંડિતશ્રી નેહરૂએ જ લખ્યું છે કે, "ગાંધીજીની ઓફરનો પણ અસ્વીકાર કરવામાં આવ્યો, કારણ કે એકતાના માર્ગની વચ્ચે કોમવાદ ન હતો, પણ રાજકીય પ્રત્યાઘાત હતો. × × × **પ્રજાશાસન અને સ્વાતંત્ર્યના મુદ્દાઓ ઉપર જ વિરોધ કરતા પ્રત્યાઘાતિઓને કોંગ્રેસ સંતોષી ન શકી."** ૨૭

આ જોતાં કોંગ્રેસ તરફ અવિશ્વાસથી નજરે જોવાનું મુસ્લિમ ભાઇઓને શું કારણ છે? લીગ પાસેથી, **સ્વાતંત્ર્યના મુદ્દા ઉપર પણ** એકમતિની આશા શું ન રાખી શકાય?

## ૧૫

# મુસ્લિમ લીગે સુધારેલ વલણ

પણ, મુસ્લિમ લીગની **દિલ્હી** વર્કીંગ કમિટિની **બેઠક પછી** મુસ્લિમ લીગે સ્વાતંત્ર્યના આ મુદ્દા ઉપર પોતાનું વલણ ધરમૂળથી સુધારી લીધું છે. લીગને **પ્રત્યાઘાતિ** અથવા તો રાષ્ટ્રવાદના અંગમાં થએલ **પક્ષાઘાત** તરીકે ઓળખવાની જરૂરત કોંગ્રેસભાઇઓને હવે રહે તેમ નથી.

મુસ્લિમ લીગ ખરેખર સ્વાતંત્ર્યના એ મુદ્દા ઉપર હવે એકમત થઈ ગઇ છે. દિલ્હી વર્કીંગ કમિટિના તેના ઠરાવ ઉપરથી આપણે એ વસ્તુને તપાસીએ.

લીગે એ ઠરાવમાં સ્પષ્ટ કર્યું છે કે હિન્દુસ્તાનની આઝાદી માટે, મુસ્લિમો પૂરેપૂરી રીતે આગ્રહ સેવે છે. મુસ્લિમ લીગ માત્ર મુસ્લિમોના **પાકિસ્તાનને** માટે જ નહિ, પણ હિન્દુસ્તાનની સંપૂર્ણ આઝાદી માટે પણ ખડી છે.' ૨૮

**જે ઓગસ્ટ માસમાં, આઝાદી માગવાના એકના એક 'ગુન્હાસર' કોંગ્રેસને હતી ન હતી કરી દેવા માટે નોકર-શાહીએ કમર કસી, એજ ઓગસ્ટ માસમાં, લીગે પોતાના ધ્યેય તરીકે સંપૂર્ણ સ્વાતંત્ર્યની પુનઃઘોષણા કરી, એ વસ્તુ શું બતાવે છે ? કાયમી એકતા સાધવાની લીગની પ્રમાણિક ઇચ્છાની એ સાબિત નથી શું !**

આ રીતે સ્વાતંત્ર્યના મહત્વના મુદ્દા ઉપર લીગ કોંગ્રેસ સાથે એકમત થઇ છે. અને એ મુખ્ય મતભેદ હવે નાબૂદ થવા પામ્યો છે.

વળી, ક્રીપ્સ આગમન વખતે એવું બહાર આવેલું કે, લીગે, કામ ચલાઉ સરકારની નવી રચનામાં પણ વાયસરોયનો વીટો પાવર રહે, એવી જાતની માગણી કરી હતી. પણ જનાબ જીન્હાએ આ અંગે પણ, સાફ સાફ શબ્દોમાં ચોખવટ કરી દીધી છે કે, 'લીગ વાઇસરોયના કોઇ વીટો પાવરને ઇચ્છતી નથી. નવી રચાતી કામ ચલાઉ સરકારને વધુમાં વધુ સત્તાઓ ભલે મળતી.' ૨૯

અને એ ઉપરાંત, બધી જ બાબતોની પતાવટ કોંગ્રેસ સાથે સહકાર ભરી વાટાઘાટોથી જ કરીને, રાષ્ટ્રીય સરકારમાં જોડાવાની પણ લીગે તૈયારી બતાવી છે.

વળી, આવી કોઇ કામ ચલાઉ સરકારની રચનામાં આજ સુધી આગળ ધરવામાં આવતી **પચાસ ટકા પ્રતિનિધિત્વની** માગણીને લીગે જતી કરી છે, અને પોતાના પ્રતિનિધિઓની સંખ્યા પણ કોંગ્રેસ સાથે વાટાઘાટોથી જ પતાવી લેવાની તેણે ખુશી બતાવી છે. અને આ બધી વાટાઘાટો દરમ્યાન, કોંગ્રેસ સાથે કોંગ્રેસ તરીકેનો જ વર્તાવ રાખવામાં આવશે એવી મતલબનું પણ લીગે સ્પષ્ટ કર્યું છે. આજસુધી લીગ તરફથી એવો આગ્રહ સેવવામાં આવતો હતો કે કોંગ્રેસ **હિંદુ સંસ્થા તરીકે** વાટાઘાટો ચલાવવા તૈયાર હોય, તોજ પોતે વાટાઘાટો કરશે, પણ હવે, લીગે એ અજુકતો હઠાગ્રહ પણ છોડી દીધો છે.[૩૦]

**પાકિસ્તાન**ની સુધારવામાં આવેલી યોજનાની ધરીરૂપ, આત્મનિર્ણયનો એ અધિકાર દેશભરમાં સ્વીકારાઇ જાય, તો ઉપરની બધી જ બાબતોનો અમલ કરવા માટે લીગે તૈયારી બતાવી છે. કોંગ્રેસી ભાઇઓ પણ આ રીતે જોઇ શકશે કે, લીગે પ્રગતિશીલ અને વ્યવહારૂ વલણ બતાવેલ છે.

## ૧૬

## શેષ

આ રીતે કોંગ્રેસ લીગ વચ્ચેની સમજુતિ સંપૂર્ણ રીતે શકય બની છે. **કોંગ્રેસ, લીગ પાસેથી જે ઇચ્છતી હતી, તે વ્યાજબી જ હતું**, એટલે મુસ્લિમ જનતાએ કોંગ્રેસ તરફનો અવિશ્વાસ છોડી દેવો જોઇએ, અને **કોંગ્રેસ જે ઇચ્છતી હતી, તે લીગે આપ્યું છે**, એટલે કોંગ્રેસી જનતાએ પણ લીગ તરફના પૂર્વગ્રહો છોડી દેવા જોઇએ. **અને એકતાના આ વધેલા સંજોગોનો વધુમાં વધુ લાભ ઉઠાવવા તરફ વળવું જોઈએ.**

મુસ્લિમ લીગના વલણમાં થએલા આ પ્રગતિશીલ ફેરફારો, ગયા વરસમાં સરકારે રાષ્ટ્રીય નેતાઓની ધરપકડો કરી લીધા પછીજ થવા પામ્યા છે, અને એ ધરપકડો પછી પણ નોકરશાહીએ આ બે મહાન સંસ્થાઓના પ્રતિનિધિઓને મળવાની તક આપેલી નથી, એટલે પરિસ્થિતિમાં સ્થિતપ્રજ્ઞતા ચાલુ રહેવા પામી છે.

કોંગ્રેસી આગેવાનો છુટા હોત, અથવા તો જો તેમની સાથે વાટાઘાટો કરવાની પરવાનગી જનાબ જીન્હાને આપવામાં આવી હોત, તો આજે સમાધાન–કોમી એકતા–જરૂર થઇ ગઈ હોત, એ નિશંક છે.

પણ, બ્રિટિશ હિતોએ નાખેલ ખતરાને લીધે, એ શુભ ઘડી આવી શકી નથી. છતાંયે એટલું તો ચોક્કસ છે, કે સમજુતિ સંપૂર્ણ રીતે શકય છે. કોઇપણ ઘડીએ એ થઇ શકશે, થઇ જશે.

**કોંગ્રેસ અને લીગના નેતાઓ વચ્ચેની બંધનમુક્ત મુલાકાત ગોઠવી આપવા માટે, સરકાર ઉપર જનતા જેટલે અંશે દબાણ લાવી શકશે, અને એ દબાણનો દોર પોતાનાજ હાથમાં લેવાનું શુભ કાર્ય, જનાબ જીન્હા પાસે મુસ્લિમ જનતા જેટલું વહેલું કરાવી શકશે, એટલી વહેલી, એકતાની એ શુભ ઘડી આવી લાગશે.**

પાકિસ્તાનનું આ પ્રથક્કરણ છે. પાકિસ્તાનનાં આ પરિણામો છે. એકતાની આ શકયાશકયતાઓ છે, અને એકતાનો આ માર્ગ છે.

પણ એકતા હાંસલ કરવાની વધુમાં વધુ જવાબદારી મેં ઉપર બતાવ્યું છે, તેમ આજે તો મુસ્લિમ લીગ અને મુસ્લિમ જનતા ઉપર જ રહેલી છે. કોંગ્રેસી આગેવાનો જ્યારે 'લોકશાસનના ઝંડાધારીઓ'ની લોકશાસનવાદી પકડમાં જકડાએલા છે, ત્યારે એકતા સાધવાનું પ્રથમ પગલું મુસ્લિમ લીગ પાસેથી જ દેશ માગી રહ્યો છે,

અને એમ કરતાં પહેલાં, મુસ્લિમ લીગે પોતાની **બંદૂકનું મોઢું** બીજી દિશાએ ફેરવવું પડશે. આજે જ્યાં **આશાની આંખ** તેણે રાખી છે, ત્યાં **બંદૂકની** નાળ ગોઠવવી પડશે, અને આજે જ્યાં **બંદૂકની** નાળ માંડેલ છે, ત્યાં **આશાની આંખ** ફેરવવી પડશે.

મતલબ કે, **મુસ્લિમ લીગે તેમજ મુસ્લિમ જનતાએ એ જોવું ઘટે છે કે, પાકિસ્તાન પણ તેમને સરકાર પાસેથી તો નહિજ મળી શકે. કોંગ્રેસ સાથેના સહકારમાંથી જ પાકિસ્તાનને હાંસલ કરી શકાશે. સરકાર તો પાકિસ્તાન શું કે**

**હિન્દુસ્તાન શું એવા ગમે તેવા 'સ્તાન'ને પણ આખરમાં તો બ્રિટિશ સ્તાનજ રાખવા ચાહે છે અને ચાહશે, એ વસ્તુ** મુસ્લિમલીગે સ્પષ્ટપણે સમજી લેવી ઘટે છે.

કોમી સવાલ ઉપર સરકાર ક્યાં ઊભી છે, અને કોંગ્રેસ ક્યાં ઊભી છે, એ બંને વસ્તુઓનો ચીવટથી જો અભ્યાસ કરવામાં આવશે, તો લીગને તેમજ મુસ્લિમ જનતાને દેખાયા વગર નહિ રહે, કે આ મુદ્દા ઉપર સરકાર કરતાં કોંગ્રેસ અનેક ગણી વધુ આગળ છે, અનેક ગણી ઉદાર અને ન્યાયી છે.

આ વિષે વિગતથી જોઇએ, તો તો એ ઉપર પણ એક સ્વતંત્ર પુસ્તિકા જ થઇ જાય. છતાંયે એ વસ્તુને પણ આપણે ટુંકમાં અવલોકી લઇએ.

સ્વાતંત્ર્ય તથા કોમી ઉકેલના મુદ્દાઓ ઉપર, બ્રિટિશ સલ્તનતનું છેલ્લામાં છેલ્લું વલણ ક્રીપ્સ દરખાસ્તો રૂપે દર્શાવવામાં આવ્યું છે.

એ ક્રીપ્સ દરખાસ્તમાં '**લઘુમતિ હિતોનું રક્ષણ** કેવી રીતે કરવામાં આવ્યું છે?

હિન્દનું રાજ્ય બંધારણ ઘડવા માટે, યુદ્ધ પછીના શાંતિકાળમાં એક લોકપ્રતિનિધિ સભા (?) રચવામાં આવશે. આ બંધારણ સભા પ્રાંતિક ધારાસભાઓની નવી ચુટણીઓ પછી હસ્તિમાં આવેલી 'આમસભા'ઓમાંથી ચુટાશે. બંધારણ સભાની આ ચુટણી વખતે, **અલગ મતદાર મંડળોનું** અસ્તિત્વ નહિ રહે, એમ ક્રીપ્સ દરખાસ્તમાં સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું છે.[31]

ઉપર બતાવેલી યોજનામાં પહેલી વસ્તુ તો એ છે કે, લોકસભા જેમાંથી રચાવાની છે, એ ધારાસભાઓ તો આજના રાજબંધારણની રૂએજ થવાની છે. અને આજનું રાજ્ય બંધારણ એવું છે કે જેમાં

નાણાં તથા જ્ઞાનની પરિક્ષામાંથી પસાર થએલ માણુસને જ મતાધિકાર આપવામાં આવ્યો છે. આ કારણુસર, મુસ્લિમ બહુમતિ ધરાવતા પ્રાન્તોની ધારાસભાઓમાં પણુ મુસ્લિમ સભ્યો તો લઘુમતિમાં જ રહેશે. મુસ્લીમ જનતાની ગરીબી, તથા પુરતી કેળવણીના અભાવે, બંગાળ, તથા પંજાબ જેવા અગત્યના પ્રાન્તોની ધારાસભાઓમાં આજે પણુ મુસલિમ પ્રતિનિધિઓ તો લઘુમતિમાં જ છે.

આ રીતે, મુસ્લિમ બહુમતિ પ્રાંતોની, મુસ્લિમ લઘુમતિ ધરાવતી ધારાસભાઓમાંથી લોકસભા ચુટાશે, એ પહેલી વસ્તુ છે. અને વધારામાં બીજી વસ્તુ એ છે કે, આ પ્રકારની બંધારણુ સભાની ચુંટણી વખતે પણુ, અલગ મતાધિકાર તો છીનવી જ લેવામાં આવશે.

'લઘુમતિ હિતોની રક્ષણુહાર' સરકાર તો મુસ્લિમોને જે કાંઈ આપવા માગે છે, તે આ છે. ક્રીપ્સે ઢંઢેરો પીટીને એ વસ્તુ જાહેર કરી છે. **જોવાને આંખ હોય તો જોઈ શકાય છે.** (બંધારણુ સભાની રચના વખતે, હિન્દના બધા પક્ષો કોઈ નવી રીત ઉપર જો એકમત થાય, તો તે સ્વીકારવાની તૈયારી સરકારે બતાવી છે. પણુ આજે તો આ રીતમાં જ બધા પક્ષોની **એકમતિ** તેને દેખાય છે.) મુસ્લિમ ભાઇઓને થશે, કે આવી બંધારણુ સભાએ ઘડેલું બંધારણુ પસંદ ન પડે તો છુટ્ટા પડવાનો હક તો સરકારે આપ્યો છે, પછી ચિંતા જેવું શું છે?

પરંતુ, સરકારે આ છુટ્ટાપણુાનો હક પણુ એવી જ રીતે આપેલો છે કે જેમાં આજના બ્રિટિશ પ્રાંતોની આજના ધોરણે ચુટાયેલી એ ધારાસભાઓ ૬૦ ટકા બહુમતિથી જો છુટ્ટા પડવાનો ઠરાવ કરે, તો જ એ પ્રાન્તોને, છુટ્ટા પાડવામાં આવશે. અને છુટ્ટા પડવા અંગેનો એ ઠરાવ જો ૬૦ ટકા કરતાં ઓછી બહુમતિથી થાય, તો એ પ્રાન્તોમાં

મતગણત્રી કરવામાં આવે. ૩૨ અને એ મતગણત્રીની બહુમતિના અવાજ મુજબ નિર્ણય લેવામાં આવે.

આ વસ્તુનો અર્થ એ થયો કે પાકિસ્તાન ઇચ્છતી મુસ્લિમ પ્રજાએ પોતાના પ્રાન્તની ધારાસભામાં પાકિસ્તાન રચવા અંગેનો ઠરાવ ૬૦ ટકા બહુમતિથી પસાર કરાવવો પડશે. સીધી સાદી બહુમતિથી છતાંએ ૬૦ ટકાથી ઓછી બહુમતિથી જ એ ઠરાવ પસાર થયો હશે, તો એ પ્રાન્તના લોકોની મતગણત્રી કરવામાં આવશે. અને સીધી સાદી એટલે કે ૫૧ ટકા બહુમતિ પણ જો એ ઠરાવને ન મળી; તો તો પછી મતગણત્રીને પણ સ્થાન રહેતું નથી. એ મુસ્લિમ જનતાએ અખિલ હિન્દ જોડાણમાં ભલ્યેજ છુટકો છે.

હવે, પાકિસ્તાનની તરફેણમાં ૬૦ ટકા જેવડી મોટી બહુમતિ મેળ-ળવાનું કાર્ય તો બંગાળ અને પંજાબ જેવા મુસ્લિમ બહુમતિ ધરાવતા મોટા પ્રાન્તોની ધારાસભાઓને પણ અતિઅતિ મુશ્કેલ જ છે, કારણ કે એમાં પણ ચાલુ બંધારણ ને પ્રતાપે મુસ્લિમ પ્રતિનિધિઓ બહુમતિમાં તો આવી શકે તેમ છે જ નહિ !

અને માનો કે મુસ્લિમ પ્રાન્તોમાં ૬૦ ટકાથી નહિ છતાંએ ૫૧ ટકા કે તેની આસપાસનું બહુમતિથી એ ઠરાવ પસાર થયો. તો પણ એટલો જ માત્રથી તેને છુટાપણાનો હક નહિ રહે. એ સ્થિતિમાં તો મતગણત્રી જ કરવી પડશે, અને આજના પ્રાન્તોની સરહદો તો એવી જ છે કે જેમાં 'એકજ પ્રજા' રચતા સમુદાયો જ માત્ર નથી વસતા પણ એક કરતાં વધુ પ્રજાઓનાં અંગો હોય, તેવા અનેક સમુદાયોનો શંભુ મેળો જ એમાં તો છે. એટલે મતગણત્રી વખતે, તથા મતગણત્રીમાં પાકિસ્તાનની તરફેણમાં બહુમતિ મળે તો તે વખતે, અને છુટા થયા પછી પણ, એ પ્રાન્તમાં અંદર અંદરના કલહો ચાલુ રહેશે. અને

વધારાના કલહો પેદા થશે. આજે જે કલહો સમગ્ર દેશમાં છે એ એ કલહો એક એક પ્રાન્તમાં જાગશે.

સરકારે મંજૂર કરેલું પાકિસ્તાન પણ આવું છે.

હવે આ આખાએ મુદ્દા ઉપર કોંગ્રેસ ક્યાં ઊભી છે એ જોઈએ.

કોંગ્રેસની એ યોજના તો એવી છે કે જેમાં હિન્દ ભરના પુખ્ત ઉમરના દરેકે દરેક સ્ત્રીપુરૂષને-અભણ હોય, કે જ્ઞાની હોય; ગરીબ હોય, કે તવંગર હોય; પણ એકેએક પુખ્ત ઉમરના શહેરીજનને, એ બંધારણ સભામાં પોતાના પ્રતિનિધિઓને ચુટવાનો હક રહેશે. અને વધારામાં મુસ્લિમ જનતાના હિતને માટે, કોંગ્રેસે તો પોતાની આ યોજનામાં **'અલગ મતાધિકાર'** પણ રાખેલ છે.

વળી કોંગ્રેસની યોજના આટલેથી જ અટકતી નથી. આટલી ન્યાયી રીતે ચુટાએલી લોકસભામાં પણ લઘુમતિ હિતોને નુકશાન પહોંચાડે, એવું કોઇ બહુમતિ રાજ ન રહે, એટલા ખાતર, લઘુમતિના ખાસ પ્રશ્નો અંગેના નિર્ણયો લોકસભાની **બહુમતિ** કહે તે રીતે ન કરવા, પણ લઘુમતિઓ સાથે વાટાઘાટો ભર્યા સમાધાનથી જ પતાવવામાં આવશે, અને એ વાટાઘાટો પણ કોઇ વખત જો નિષ્ફળ જાય, તો તટસ્થ પંચ પાસે એ સવાલો મૂકીને, નિર્ણયો લેવામાં આવશે, એવી ખાસ સગવડો કોંગ્રેસે પોતાની યોજનામાં રાખેલ છે. [૩૩]

આ રીતે લોકસભાની ન્યાયી રીતે ચુટણી, અને ત્યાર પછી પણ તેનો દોર કોઇપણ બહુમતિના હાથમાં રહી જવા ન પામે, એ કોંગ્રેસે જોયું છે.

અને આટલા પછી પણ, જો કોઇ પ્રાન્તને એ બંધારણ ન ગમે, અને જો તેને છુટા પડવું હોય, તો કોંગ્રેસે તેને છુટા પડવાનો હક પણ આપેલો જ છે. [૨૧]

અને છુટ્ટા પડવા માટેના ધોરણ તરીકે, સરકારની માફક, મુસ્લિમ લઘુમતિ ધરાવતી ધારાસભાઓની ૬૦ ટકા બહુમતિથી થએલ ઠરાવનું કોઇ ધોરણ કોંગ્રેસે તો રાખેલ જ નથી.

ઉપરાંતમાં, આજના પ્રાન્તોની જગ્યાએ તેણે તો ભાષાવાર પ્રાન્તોની યોજના કરેલ છે. ભાષા ઉપરાંતનાં, 'પ્રજા'નું સર્જન કરનાર બાકીનાં પેલાં ચાર તત્વોને તેણે ધ્યાનમાં નથી લીધાં, એટલે 'પ્રજા' ની વ્યાખ્યા અનુસાર પ્રાન્તોની જે જાતની રચના થાય, એવી રચના તો કોંગ્રેસની એ યોજનાથી નથી જ થતી. પણ છતાંયે આજના બ્રિટિશ પ્રાન્તો કરતાં તો, કોંગ્રેસે વિચારેલ પ્રાન્તોની એ સરહદો વધુ તંદુરસ્ત છે. એમાં આજના જેટલો શંભુ મેળો રહેવા પામતો નથી.

વળી, કોંગ્રેસ એ કાંઇ બ્રિટિશ સલ્તનત જેવી જડ સંસ્થા નથી. એતો હલતી ચલતી પ્રગતિનું પ્રતિક છે. રોજેરોજ વિકાસ કરતી સ્થિતિસ્થાપક સંસ્થા છે. એટલે જ કોંગ્રેસની હરેક યોજનાઓ પણ સ્થિતિસ્થાપક જ હોય છે, અને એટલે જ, ભાષાવાર પ્રાન્તોની તેની યોજનાને પણ **આખરી** માની લેવાનું કંઇજ કારણ નથી. દેશના હિતને માટે, સંજોગો માગે તેવા ફેરફારો કોંગ્રેસ પોતાની યોજનામાં કરશે જ, એવું આજસુધીના તેના પ્રગતિશીલ વલણ ઉપરથી દેખાય જ છે.

આ રીતે કોમી સવાલ ઉપર કોંગ્રેસ, બ્રિટિશ સલ્તનત કરતાં અનેક ગણી આગળ છે, એ હકિકત છે.

**મુસલિમ બધુમતિ પ્રાન્તોની, મુસ્લિમ લધુમતિ ધરાવતી ધારાસભાંઓમાંથી, સંયુકત મતાધિકારના ધોરણે બંધારણ સભામાં સભ્યો લઇને, મુસ્લિમ જનતાના અવાજને ઉડાવી દેવો, અને એવું બંધારણ નાપસંદ પડતાં છુટા થવા**

**માગતી મુસ્લિમ જનતાના માર્ગમાં તે હાંરી જાય એટલી દિવાલો ખડી કરવી, એ બ્રિટિશ સલ્તનતની યોજના છે. અને મુસ્લિમ બહુમતીવાળા પ્રાન્તોના બહુમતિ મુસ્લિમ જનતા પોતેજ અલગ મતાધિકારતા ધોરણે બંધારણ સભામાં પોતાના સભ્યો મોકલીને પોતાનો અવાજ પૂરેપૂરી રીતે ઉઠાવી શકે, અને ત્યાર પછી પણ લઘુમતિ પ્રશ્નોના નિર્ણયો બહુમતિથી કરવાને બદલે, લઘુમતિ સાથેની વાટાઘાટોથી, તથા તે નિષ્ફળ જાય તો તટસ્થ પંચ દ્વારા કરવા, અને એમ છતાં પણ મુસ્લિમ જનતાને જો છુટા પડવું હોય, તો તેને છુટા પડવા માટેની સહેલાઈ કરી દેવી, એ કોંગ્રેસની યોજના છે.**

એટલા ખાતરજ મુસ્લિમ લીગે કોંગ્રેસ સાથે હાથ મીલાવવામાં જ મુસ્લિમ જનતાનો લાભ જોવો જરૂરી છે. બ્રિટિશ સલ્તનત કરતાં પોતાની જ બંધુ સંસ્થા ઉપર વધુ વિશ્વાસ તેણે રાખવો ઘટે છે.

વિવેક બુદ્ધિની સમતુલા રાખીને મુસ્લિમ લીગે એ જોવું જરૂરી બન્યુ છે, કે 'લઘુમતિ હિતોની રક્ષણહાર' સરકાર કરતાં, 'હિન્દુ રાજ્ય સ્થાપન કરવા માગતી' કોંગ્રેસને હૈયે મુસ્લિમ જનતાનું વધુ હિત રહેલું છે.

અને એ ન ભૂલવું જોઇએ કે, સરકાર જ્યારે કોંગ્રેસની હસ્તિ મીટાવી દેવાના શપથ લઇને બેઠી છે, ત્યારે કોંગ્રેસ જો નહિ બચે, તો મુસ્લિમ લીગ અથવા તો બીજી કોઈ પણ સંસ્થાને માટે પણ પોતાનું માથું ઊંચું રાખવાનું અશક્ય જ થઈ પડશે. કોંગ્રેસ જીવશે, તો જ બીજી સંસ્થાઓ જીવશે. કોંગ્રેસ મરશે, તો હિન્દની ગુલામીની જંજીરો વધુ મજબૂત બનશે, એવો આ કટોકટીનો કપરો કાળ છે.

એવે વખતે, મુસ્લિમ લીગે તટસ્થ બુદ્ધિથી એક કદમ આગે ઉઠાવવાની જરૂર છે. કોંગ્રેસને તેના સાચા સ્વરૂપમાં સમજી લઇને તેની

પડખોપડખ ઊભા રહીને, રાષ્ટ્રના ખમીરને જાળવી લેવાની જરૂર છે. **અને મુસ્લિમ લીગ જો આ મહાકાર્યમાં હચુડચુ થતી હોય તો મુસ્લિમ જનતાએ મુસ્લિમ લીગને એક અજબ એવો ક્રાંતિકારી ધક્કો મારીને તેને આગળ ધકેલવી જોઇએ. ગાંધી જીન્હાને કોઇ પણ હિસાબે હાથમાં હાથ મીલાવતા કરી દેવા જોઈએ.**

મુસ્લિમ જનતા આ અતિ અતિ પવિત્ર કાર્યમાં જેટલી વહેલી અને જેટલી સફળ **થશે** એટલું વહેલું પાકિસ્તાન હાંસલ **થશે. એ** કાર્યમાં મુસ્લીમ જનતા જેટલી મોડી અને નિષ્ફળ થશે, એટલું મોડું પાકિસ્તાન આવશે. અને જો અતિ અતિ મોડી થશે, તો તો કદાચ **'બ્રિટિશસ્તાન'** જ **'લઘુમતિ હિતોનું રક્ષણ'** કર્યા કરશે.

૧૭

## આધાર બિન્દુઓ

19 Much as I dislike communalism, I realise that it does not disappear by suppressiona, but by a removal of feeling of fear or by a diversion of interests.

**Pandit Shri Nehru**
(Recent Essays & writings)

20 Unity is a good thing, but **Unity in subjection** is hardly a thing to be Proud of.

**Pandit Sri Nehru**
[My Autobiography]

21 'Nevertheless the committee can not think in terms of compelling any territorial unit against its declared and established will to remain within the Indian Union.

**—Delhi W. C, Resolution of National Congress**

'If any territorial Unit was emphathatically and clear of opiuion, that it should break with the Indian Union, it should not be compelled to act contrary to its wishes.

Pandit Shri Nehru
[ why Cripps failed ]

22 It is possible that a period of chaos might result in disunity and the formation of Separate states in India, but that danger seems to me very unreal. The tendency to unity is too strong all over the Country.

—Pandit Shri Nehru
[ India and the World ]

23 Those who have not thought over the question thoroughly, think there is a contradiction in **Socialists of oppressing nations insisting on the 'Right of secession;' while Socialists of oppressed nations insist on the 'Right to Amalgamation.'** A little reflection however, will show that from this position **there is not, nor can there be, any other road** towards internationaliam and the fusion of nations.

—Comrade Lenin
(Collected works XIX)

24 Personally I think that it is generally possible to Co-operate with communalists, provi-

ded the political objective is the same. But between those who struggle for freedom, and those who are content with servitude, and wish to prolong it, there is no meeting ground.

—Pandit Shri Nehru

(Recent Essays & writings)

25 And the final touch was given to it when Gandhiji offered personally to accept every single one of their communal demdands, however illogical and exaggerated they might be, on condition that they assured him their full support in the political struggle for independence.

—Pandit Shri Nehru

(Recent Essays & writings)

26 The Indian national Congress declared that it was prepared to go to any length to recognize and protect minority and communal rights and interests provided that Indian unity, democracy, and freedom did not suffer.

—Pandit Shri Nehru

(Unity of India)

27 That condition and offer was not accepted and it became clear that what stood in the way, was not even communalism, but political re-action x x x The Indian national Congress could not

satisfy under any circumstances, those who were politically re-actionary and opposed to the very conception of freedom and Democracy.

—Pandit Shri Nehru

(Recent Essays & writings)

28 'The Muslim League as it has been repeatedly made, clear, stands not only for Pakistan, and the freedom of Muslims, but also for the freedom and independence of Hindustan and the Hindus. × × The Muslims are not a whit less insistant on freedom for the country and the achievement of the independence which is the creed of the Muslim League."

—Delhi W. C. Resolution of Muslim League.

29 There was no limit to powers that might be transferred to the provisional government.

Janab Jinnah Saheb.

[People's War.]

30. The Muslim league has been and is ready and willing to consider any proposals and negotiations **with any party** on a footing of equality for the setting up of a provisional government.

—Delhi W. C. Resolution of Muslim League.

31 Immediately upon the result being known of Provincial elections which will be necessary **at the end of hostilities**, the entire membership of the lawer houses of Provincial legislatures shall as a **Single electorel College** proceed to the election of the constitution making body **by the system of proportional representation.**

( Sir staffords Draft Dalarction. )

32 If at the end of constitutional assemly Proceedings, any Province or Provinces did no; wish to accept the new constitution and join the union, it was free to keep out-provided the Provincial Assembly of that province, by a subtancial vote, say not less than 60 percent decided against accession. If it was less then 60 percent, the minority could claim a plebiscite of the whole province for as-certaining the will of people. In the case of plebiscite a bare majority would be enough.

--Sir Staford
New Delhi 29-3-42

33 This assembly can frame constitution in which the rights of Accepted minorities would be protected **to their satisfaction,** and in the

event of some matters relating to minority rights not being mutually agreed to, **can be referred to arbitration.** The constituent assembly should be elected on the basis of **Adult suffrage**; the existing **separate electorate being retained** for such minorities as desire them.

—Congress W. C. **Resolution**
Allahabad 23-11-39

## સુધારીને વાંચજો

| અશુદ્ધ | શુદ્ધ | પાનું | લીટી* |
|---|---|---|---|
| menifested | manifested | ૯ | ૫ |
| relation | relations | ૯ | ૧૧ |
| દ્દી | છુટ્ટી | ૨૫ | ૧૧ |
| સ્વીકાણ્યા | સ્વીકારણ્યા | ૨૭ | ૧ |
| emphasised | emphasized | ૨૯ | ૨ |
| tredition | tradition | ૩૦ | ૮ |
| demmand | demand | ૩૦ | ૧૨ |
| opplication | application | ૩૦ | ૧૨ |
| yz | Z | ૩૧ | ૯ |
| small nation, | small-nation | ૩૧ | ૧૦ |
| perticular | particular | ૩૧ | ૧૩ |
| in | to | ૩૧ | ૧૪ |
| પજાનું | પ્રજાનું | ૩૮ | ૫ |
| the | that | ૪૨ | ૯ |
| Condition" | Conditions | ૪૨ | ૧૧ |
| proletariat | proletariat" | ૪૨ | ૧૨ |
| gledly | gladly | ૪૩ | ૧ |
| thiug | thing | ૪૩ | ૨૬ |
| openions | opinions | ૪૫ | ૪ |
| અધિકારની | આત્મ નિર્ણયના અધિકારની | ૪૮ | ૪ |
| તેમ જ છે. | તેમ છે જ | ૪૮ | ૧૪ |
| કોંગ્રેસ | કોંગ્રેસે | ૫૨ | ૧૬ |
| કોંગ્રેસ ભાઇઓને | કોંગ્રેસી ભાઇઓને | ૫૫ | ૫ |
| ભલ્યે જ | ભળ્યે જ | ૬૧ | ૧૦ |
| એટલો | એટલા | ૬૧ | ૧૮ |
| મતાધિકારતા | મતાધિકારના | ૬૪ | ૪ |

* દરેક પાનામાં હેડીંગ કે પેટા હેડીંગને પણ લીટીઓની ગણત્રીમાં લઈ લેવાના છે.